વિદ્વજ્જનાધાર સ્વદેશ કલ્યાણેચ્છુ પરોપકારી

## શેઠ હંસરાજ કરમશી,

એમની નિરંતર ઉદાર બુદ્ધિ અને દેશી

ભાષાનાં પુસ્તકો પ્રગટ થવાની

અત્યુત્કંઠા જોઈને,

એમને

## આ ગ્રંથ,

એના કર્ત્તાએ મ્હોટા સંતોષ તથા આદરસહિત,

## અર્પણ કર્યો છે.

## EXPLANATION OF 13 LEXICONS CONTAINED IN THIS WORK.[1]

I *Ekaxara Kosha*, collection of Monosyllabic words, such as a, the, ah, oh &c

II. *Anekartha Kosha*, collection of words, having more than one significations, such as air, race, &c

III *Dwirdrvitti Triroopa Kosha*, collection of words which can be resolved into any two component words each having its own signification, such as (Farrow), (Far, row)

IV *Trirdrvitti Pancha Roopa Kosha* collection of words which by different readings can be resolved at first into any two and then again into any two component words, each having its own signification, such as (1 Paramount ) (2 Para, mount ,) (2 par, amount.)

V *Triravritti Shadroopa Kosha*, collection of words which by different readings, can be resolved at first into any two and then again into any three component words each having its own signification, such as (1 Paramount ,) (2 Par amount,) (3 Par, a Mount )

I Kavi Narmadáshanker Lálshanker's certificate

૧ (કવિ નર્મદાશંકર લાલશંકરનું પ્રમાણ પત્ર.)

વાચી જોતાં ખાતરીથી કેહેવાય છે કે એ જાતના ગ્રંથોમાં આ ગ્રંથ નવો, ઘણી મેહેનતે થયલો અને ઉપયોગી, તેમાં કવિતાવાળાને તો ઘણો જરૂરનો છે. દોષ દરસાવાય તેવો દેખાતો નથી.

મુંબઈ, તારીખ ૨૭ સપટેમ્બર ૧૮૬૫.

નર્મદાશંકર લાલશંકર.

II Raosahob Prinlal Mathuradás' Certificate, Lato Deputy Educational Inspector Kattyawar

(કાઠિયાવાડ પ્રાંતના માજી ડીપુટી એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર રાવ સાહેબ પ્રાણલાલ મથુરાદાસનું પ્રમાણ પત્ર.)

વાંચી જોતાં જણાય છે કે, આ ગ્રંથ ઘણી મેહેનત લઈને રચેલો છે, અને ગદ્ય કરતા પદ્યમાં ઘણો ઉપયોગી છે. એ જાતના ગ્રંથમાં આ પુસ્તક નવુંજ છે, તે ઉપર નજર રાખતાં ગ્રંથ કર્તાએ ગ્રંથ રચવામાં સંભાળ પણ ઠીક લીધેલી જણાય છે.

મુંબઈ, તારીખ ૧૦ મી સપટેમ્બર ૧૮૬૫.

પ્રાણલાલ મથુરાદાસ.

III. (A Parsi Gentleman writes on my friend, a Doctor, as follows.)

(મ્હારા એક ડાક્ટર મિત્ર ઊપર એક પારસી ગૃહસ્થે ચીઠી લખી છે તેનો સાર.)

તમોએ મને જે "ડીક્ષનેરી" જોવા માટે મોકલી હતી, તે તપાસતાં મ્હારો વિચાર એવો છે જે, એ રીતના ગ્રંથોની ખરી ખુબી ને એ ઊપર થએલી મેહેનત જોનાર થોડાજ સખસો મળશે; અને આવા પ્રકારના ગ્રંથો કરતાં આ ગ્રંથ જુદોજ અને ઘણી અગતની મતલબથી રચવામાં આવ્યો છે, તેને ઘણો સારો આશ્રય મળવો જોઇયે. આ ગ્રંથ બનાવનારની શક્તિ ને ભાષાની માહિતગારી ઘણી ઊંચી જણાય છે.



# પ્રસ્તાવના.

શાસ્ત્રમાં જે સૌરાષ્ટ્ર, આનર્ત અને ગુર્જર એ ૩ દેશ કહ્યાછે, તે ત્રણેને પૂર્વાદિક બધી દિશાના રેહનારાં લોક ૧ ગુજરાત કરિનેજ કહેછે. તેમાં ઓખા, સોરઠ, હાલાર, કાઠિયાવાડ વગેરે ૨૫ ક પ્રાંતછે, તે સર્વેમાં ગુજરાતિ ભાષાથી વ્હેવાર ચાલેછે; તેમાં મધ્ય ભાગમાં અરસપરસ એક બે આનાનો ફેરફાર પડેછે, ને ગુજરાતના છેડા જે બીજા દેશમાં મળેછે, તેમાં તે બીજા દેશાની બોલી બે ચાર આના મળી રહીછે; જેમ કે, વાગડમાં કછની, પાલનપુરમાં મારવાડની, દેવદમાં માળવાની, સુરત દમણમાં દક્ષિણની, એમજ સર્વ દેશાના સંધિવાળામાં જોડેના દેશની બોલી મળે છે, એવી આખી પૃથ્વીની રીત છે. ગુજરાત મધ્યે ઘણાક પ્રાંતમાં નરશીમેતા, શામળભટ, દયારામભાઈ, વગેરે ઘણા કવિયો થયાછે તેની કવિતા બધાય પ્રાંતવાળાને વ્હાલી લાગેછે, તેમાં એમ કોય કેહેતું નથી, જે ફલાણો કવિ તો બીજા પ્રાંતનોછે તેની ભાષા મને ગમતી નથી. એવો ચમત્કાર તે કવિયોની વાણીમાં છે.

માયાળુ ઇંગ્રેજ સરકારે ૫૦ક વર્ષ થયા ગુજરાતી ભાવાનું દ્દઢ ગ્યાન થવા સારૂ નિશાળો સ્થાપી, તેમાં શીખવવા બાળમિત્ર વગેરે ૪૬ ચોપડિયો છાપી, તેપણ સર્વે પ્રાંતને ઘણી સુંદર લાગીછે, તેની તારીફ સહુ કરેછે. તાર પછી ઇંગ્રેજી ભણનારા નિશાળિયા તથા પાધરીયોએ પોતાની અકલથી હજારેક જાતની ચોપડિયો છપાવી પ્રગટ કરીછે; તે વાંચીને કોય પ્રાંતના લોક પુરૂં સમઝતાં નથી; કેમ જે તેમાં ફારશી, ઇંગ્લીશ ભાષાના શબ્દો નવા ને ગુજરાતી શબ્દો પણ ઘડાવિનાના નાખ્યાછે; તેને કોય પ્રાંતવાળા વાંચી જોતા નથી. અને નિશાળોમાં ચોપડિયો નવી ચાલેછે તેને પણ ઘણાક ધિઃકારે છે ને કેટલાક તો તેવું છાપી પણ ચુક્યાછે માટે એ બધી ચોપડિયો ઘણું કરીને નિરૂપયોગી થઇ છે.

એટલુ થતાં પણ એ લોકો એમ કહેછે જે, ગુજરાતી ભાષા તો અપૂર્ણછે, ને હજી સુધરી નથી. તેમાં અમો ફારશી, ઇંગ્લીશ શબ્દો નાખીને પૂર્ણ કરિયે છઇએ; એમ કરતાં કરતાં આ ભાષા સુધરશે. એટલો બધો એ લોક ભાર ઉપાડે છે, તે ઊડાડવા સારૂ હું એક પ્રમાણ કહું છું તે સુજ્ઞ પુરૂષોયે વિચારિ જોવું.

પેહેલાં આખા હિંદુસ્થાનની ભાષા સંસ્કૃત હતી. તેમાં થયેલા વેદ શાસ્ત્ર પુરાણ આદિ હજારો ગ્રંથો આ દિવસ સુધી રહ્યા આવ્યાછે. તાર પછિ કાળે કરીને

માગધી, પાલી ને પ્રાકૃત એને નામે ભાષા સંસ્કૃત ભાષા ભાંગીને થઈ, તેમાં જૈન ધર્મનાં પુસ્તકો ઘણાં થયાંછે. અને વળી જુના લેખ ૭૦૦ થી તે ૨૩૦૦ વર્ષ પેહેલાંના ગિરનાર આદિ પર્વતોમાં હજીસુધી પ-ડ્યા છે; તેની લીપી અને ભાષા એવીછે કે આ દેશ-નાં લોક કોય વાંચી સમઝી શકતાં નથી. તે મહા ઉપયો-ગી ને પ્રાચીન સમયનો શોધ કરનાર ઇંગ્રેજ લોકો લાખો રૂપૈયાનાં ખરચ કરિને સમઝ્યાછે. તે સંસ્કૃત અને માગધી ભાષાના શુદ્ધ અને અપભ્રંશ શબ્દોનું ધારણ કરિને ગુજરાતી ભાષા ચાલતી હતી, તેવામાં ૮૦૦ ક વર્ષ પેહેલાં ઉત્તરમાં મુસલમાન લોકો પોતાનું રાજ કરીને રહ્યા; એટલે તેના પ્રસંગથી ફારશી ભાષા ને તેના અપભ્રંશો આવી પડ્યા; તે ઠેકાણેથી આ દેશના જે સંસ્કૃત ને માગધીના શબ્દો ને અપભ્રંશો હતા તેનો લોપ થૈ ગયો. તેથી નિરાળિયા એમ કહેછે જે આ ભાષા તો અપૂર્ણછે ને માંહિ મુસલમાની શબ્દો મળ્યાછે માટે નઠારીછે. એવું એઓનું કહેવું અસાને બધુંછે.

આખી પૃથ્વી માથે જેટલા પદાર્થો દેખાયછે તે સર્વેના નામો પણ ઉચ્ચારાયછે. તેમાં ૧ દેશમાં કેટલાક પ-દાર્થો છે તે બીજા દેશમાં નથી, તારે તેના નામો તે તે દેશમાં સેનાં હોય ? તેથી તે દેશની ભાષા શું અપૂર્ણ કહેવાય? ઇંગ્લંડમાંના કૈક પદાર્થો ઈહાં નથી, અને ઈહાંના

કેક પદાર્થો ત્યાં નથી તેમ તેના નામો પણ નથી. એ રીતે એ બેય દેશની ભાષા શું અપૂર્ણ કહેવાય? ઇંગ્લંડમાં આગની ગાડી ને વીજલીની ડાક વગેરે નવા પદાર્થો ઊત્પન્ન થયા, તેઓને નામો આપતાં ઇંગ્રેજો મુંઝાયા તારે તે લોકોયે પોતાની ચતુરાઈથી પોતાના દેશની જુની ભાષા લાટીન ને ગ્રીક ડટાઈ પડી હતી, તે ક્હાડીને તેમાં-થી-શબ્દો જોડીને તેના નામો આપ્યા, માટે એ લોકોને રંગછે, જે પોતાના દેશની જુની ભાષા શિવાય બીજા દેશની ભાષાને વળગ્યા નહી. અને આ નિરાળિયા તો દક્ષણી, પૂર્બી, ફારશી, ઇંગિલીશ ભાષાને ઊપાડીને પોતાની ભાષામાં ઓંકતા આવેછે, તે વળી અભિમાન ધરેછે જે અમે હવે અમારી ભાષા સુધારિયે છઇયે. અને વળી ફુલાયછે જે હવે અમે આવી ચોપડિયો રચ્યા તે ઘણી લાયક થઈ ને આવી ચોપડિયો આગળ રચાઈ નથી. આણે કરીને હવે આ દેશની ભાષા સુધરશે.— અરે વિપરીત બુદ્ધિવાળાઓ! ગુજરાતી ભાષાને તો ગુજરાત દેશનાં લાખો માણસો મુખમાં ધરી રહ્યાંછે, તે ખરી; ને જુના કવિયો લખી ગયાછે તે ખરી. અને હવે તમે કેટલીક ચોપડિયો જે રચીછે તેને તો તે વૃથા સમજીને વાંચી પણ જોતા નથી. તમે કદિક એવું અભિમાન રાખશો જે એ ચોપડિયો ૩૦૦ક નિશાળ-માં તો ચાલેછે, તેથી એ ભાષા સુધરશે તે કહો તોય-

પણ તે છોકરાના કાનમાં પૈને ને ભાષાયે હૈયામાં ઘર કર્યું છે તે કાઈ મ્હોટેથી ફરવાનું નથી. અને તમારી સુધરેલી ભાષા બોલીને પોતાનું કામ ચલાવનાર નથી. તમે સ્યા સાર એંધારૂં ઊલેચી કાઢવા જેવી અકલ પ્હોચા- ડોછો!

ગુજરાતી ભાષાના વ્યાકરણ નેં કોશ થયા ન્હોતાં અને તેવી નીતિ બોધક વાર્ત્તાના ગ્રંથો પણ થયા ન્હોતા, તે સારી રીતે ઉત્પન્ન કરવા સારૂ આપણા માજી ગવ- ર્નર સર એલ્ફિન્સટન સાહેબે ગુજરાતી ભાષાનું કાર- ખાનું સ્થાપ્યું; તેમાં ૧ શાસ્ત્રીનેં રાખ્યો; તે બાળમિત્ર વગેરે ૪ક ચોપડી કાઢીને મરી ગયો. પછી તે શાસ્ત્રી- ની જગા ગંગાધરશાસ્ત્રી પટવર્ધન દક્ષણી હતો તેણે લી- ધી, તેણે કેટલીક ચોપડીયો સારી સારી કરી પણ પોતે તેનુ અભિમાન ન રાખતો; એટલામા તો તમે નિશા- ળિયાઓએ ઇંગ્રેજી ભણિને ઇંગ્રેજોને સમઝાવીને બીડાં ઝડપ્યાં, ને તમારા ઊપર સરકારે વિશ્વાસ રાખ્યો, જે એ ગુજરાતી ભાષાના પુત્રોછે તે સૌ ઠીક કરશે; ત્યાં તો તમે સર્વ કામ ચોખ્ખરાલીની પઠે કર્યાં નેં અખત્યાર લે બેઠા; પણ એક બે સસ્કૃત વ્યાકરણના શાસ્ત્રી ને મદદ ઓલાના ૧ બે ભાષામાં નિપુણનેં મેળવી કામ ચલાવ્યુ હોત તો ગૌ ઠીક થાત; પણ તમે તો પોતેજ પૂર્ણ પંડિત થૈ પડ્યા તેથી કામ બગડ્યુંછે.

ગુજરાતી ભાષાની માતા સંસ્કૃત ભાષાછે. તે દીકરીને કાંઈ વસ્તુની ખોટ હોય તો મા પાશેથી લે ને માના જેવો પેરવેષ પ્હેરે. માટે ગુજરાતની સ્ત્રી કાંઈ મુસલમાનડી મડમ કે દક્ષણી સ્ત્રીનો પેરવેષ પ્હેરે નહી નેં તેના સ્વભાવનું ધારણ કરે નહી. માટે બ્યાકરણની પ્રક્રિયાઓ સંસ્કૃત તથા માગધી પ્રમાણે સસૂત્ર બંધાવી જોઈયે; અને તેવો કોશ પણ સમૂળ સાબિ પ્રાય થવો જોઈયે, અને નીતિ તથા ઈતિહાસની વાતો પણ તેવે સ્વરૂપે બનવી જોઈયે.

પારશી લોકો પોતાના દેશમાંથી ઘણા વર્ષો થયા આ દેશમાં આવી વસ્યાછે. તે ગુજરાતી ભાષા બોલેછે તેમાં કેટલાક સંસ્કૃત, પૂર્વી, ફારશી, જંદ ભાષાના શબ્દો બોલેછે, તેમાંનો કાંઈ પણ શુધોચ્ચાર તેથી થાતો નથી, ને તે ગુજરાતી ભાષાની કવિતા કે ચાલતી વાતના પુસ્તકોમાં પુરૂં સમઝતા નથી, નેં તે શુદ્ધ સમઝવાની ગરજ પણ રાખતા નથી; તોરે તેને કેહેવાનું કાંઈ કારણ નથી; તોપ પણ તેમાંથી ૧ નવરોજજી નેં બીજા શાપુરજીયે ૨ કોશ કર્યાછે તે તેવાજ થયાછે; તાર પછી બીજો એક કોષ મિ૦ કરસનદાસે કર્યોછે તે પણ સાધારણ છે. તાર પછી કવિ નર્મદાશંકરે 'ણ' કાર સુધી ગુજરાતી કોશ કર્યોછે તે ઘણો લાયકછે; પણ ઊપર લખ્યા પ્રમાણે કરતાં ઘણા આદમીની સહા-

પતા જોઈયે, નેં તેમ કરતા ઘણુ ખરચ થાય તેનો આ શ્રય ન મળતા એકના આદમીથી કેટલુક થૈ શકે? અને મેં તો એ સમુદ્ર જેવડુ મોટુ કામ જાણીને તેમા હાય ઘાલ્યોજ નથી. પણ જે જે શબ્દોમા અર્થની ગભી રતા તથા અર્થની બહુળતા તથા અનેક પ્રકારની ચતુ રાઈ તથા દસ્તાવેજ લખી આપવાથી પોતાની મતલ બની પ્રાપ્તિ થાય એવા પ્રકાર રહ્યાછે, તેનુ મેં ગ્રહણ કરીને નાના મોટા ૧૩ કોશ કર્યાછે; તેમા કેટલાક શબ્દોનાં તો વ્યાકરણ સહિત અર્થ પણ લખ્યાછે અને કવિતા કરવા તથા સમત્રવાની ઈચ્છા રાખનારને તો જાણે કોશ એટલે દ્રવ્યના ભડાર ૧૩ ઊઘાડીને લેવાસારૂહાજર કર્યા છે. એ રીતે ૧૩ કોશમા ૧ એક કોશની આગ ળ નેં આખરે તેનો ઊપયોગ કવિતાથી તથા તેના અર્થથી સ્પષ્ટ દેખાડ્યોછે તે શિવાય જે વિશેષ વિચાર છે તે લખુ છઉ

૧ પેહેલો એકાક્ષરી કોશ, તેમા ૧ અક્ષરના નામ ક્રિયાપદ, અવ્યય, પ્રત્યય જેટલા છે તેટલા ભેગા કરીને નાખ્યાછે, તે કવિતા કરતા કાઈ ગણની ગોઠવણીમા ૧ અક્ષર ઘટતો હો। નેં બીજ ન મળતો હોય તો તેમા ટપ દેઈ કામ લાગેછે. તેવા શબ્દ ૧૨૬ ગોધીને આમા નાખ્યાછે

૨ બીજો અનેકાર્થકોશ, તેમા ૧ એક શબ્દના બેથી

તે પાંચ દશ સુધી અર્થ થાયછે પણ તેનો કોયે નિશ્ચય કર્યો નથી; ને તેવા શબ્દ કોકજછે એમ સૌ જાણેછે; માટે તેવા શબ્દો શોધતાં ૧૧૩૬ મળી આવ્યાછે, તે હરેક શબ્દનો અર્થ કરતાં સંબંધ ન મળતો હોય,. તો આમાં જોયાથી સર્વે અર્થ મળી આવશે.

૩ ત્રીજો દ્વિરાવૃત્તિ નિરૂપકોશ એટલે એકજ શબ્દ હોય નેં તેમાં વચ્ચમાં નિસાનમુકયુંછે તેથી તેમાંથી ૨ શબ્દ પણ વંચાયછે એટલે કાંઈ શબ્દછળ કરવો હોય તો તેમાંથી થૈ શકેછે. તેમા ૨૭૮ શબ્દછે.

૪ ચોથો દ્વિરાવૃત્તિ પંચરૂપકોશ એટલે એકજ શબ્દછે તેમાં ઊપર નીચે ૨ છેકા મુકયાછે તેમ વાંચિયેં, તો તેમાંથી ૪ શબ્દ બીજા નિકળે. એ પણ વાકયછળના કામમાં આવેછે. તેમાં ૧૮ શબ્દછે.

૫ પાંચમો ત્રિરાવૃત્તિ ષડ્રૂપકોશ, તે પણ ત્રિજાનેં ચોથા કોશ પ્રમાણે ઊપયોગી સમજવો. તેમાં ૨૧ શબ્દછે.

૬ છઠો આદિવર્ણચ્યુત દ્વિરૂપકોશ, એટલે ૧ ફેરે શબ્દ વાંચીનેં, પછી તેમાંથી પેહેલો અક્ષર કાઢિ નાખી નેં તે ફરીથી વાંચિયેં એટલે તેમાથી બીજા શબ્દનો ઊચ્ચાર થાય, તેવા શબ્દ ૫૯૭ છે; તેથી કોઈ કાંઈ વાત બોલે નેં તેમાં તેવો માલ ન હોય, કે ઘણો માલ હોય ને નવો બાવ તે શબ્દનો આગલો અક્ષર બાદ

કરતાં ઉત્પન્ન થાતો હોય તો તેને કહેવાયું કે તે શબ્દમાંથી આદિ અક્ષર કાઢી નાખો એટલે તે સાંભળીને બીજાં માણસને તે ઠેકાણે મોટું હાસ્ય ઉપજે છે ને, તેમ બોલનારની તારીફ થાયછે; એવી ચતુરાઈ ભરેલાં તેમાં કારણ રહ્યાછે.

૭ સાતમો દ્વિતીયવર્ણચ્યુત દ્વિરૂપકોશ, તેમાં ૩૮૫ શબ્દછે. તેનો ઉપયોગ આદિવર્ણચ્યુત દ્વિરૂપ કોશની પેઠેછે.

૮ આઠમો તૃતીયવર્ણચ્યુત દ્વિરૂપકોશ, તેમાં ૨૪૦ શબ્દ છે તેનો ઉપયોગ પણ આદિવર્ણચ્યુત દ્વિરૂપ કોશની પેઠેછે.

૯ નવમો ચતુર્થવર્ણચ્યુત દ્વિરૂપકોશ, તેમાં ૨૨ શબ્દ છે. તેનો ઉપયોગ પણ આદિવર્ણચ્યુત દ્વિરૂપકોશની પેઠેછે.

૧૦ દશમો બિંદુચ્યુત દ્વિરૂપકોશ, એટલે અનુસ્વાર વાળો શબ્દછે તેમાંથી અનુસ્વાર મુકીદેને વાંચિયેં એટલે બીજો શબ્દ ઉત્પન્ન થાયછે, તેવા શબ્દ ૧૩૫ છે તેમાંથી કોય તેવા નામનો ઉચ્ચાર થયો, તેમાંથી અનુસ્વાર કાઢી નાખતાં કાંઈ બીજો શબ્દ કાઢીને તેવો અર્થ પેદા થાતો હોય, તો તેથી હાસ્ય ને કાઇ પોતાની મતલબ પાર લાગેછે. અથવા અનુસ્વાર વિનાનો શબ્દ હોય ને, તે માથે અનુસ્વાર ચ્હડાવતાં તેવું કાર્ય થાતું હોય તો તેમ પણ કરવું.

૧૧ અગીયારમો ગતાગતેકરૂપ કોશ; એટલે કાકા કે કનક શબ્દ લખીને તેને અવળા વાંચ્યા તોય, તેને તે

શબ્દજ વંચાય તેવા શબ્દ ૧૬૩ છે. તે ચિત્ર કાવ્ય અને ગતાગત કાવ્યમાં ઊપયોગીછે.

બારમો ગતાગતદ્વિરૂપ કોશછે, એટલે રાજ શબ્દને ઊંધો વાંચો તો તેમાંથી જરા શબ્દ ઉત્પન્ન થાયછે તેવા ૫૮૧ શબ્દછે, તે પણ ગતાગત કવિતા કરવામાં અતિ ઊપયોગીછે. અનેકપ્રકારની કઠણ કવિતાછે; તે સર્વેમાં ગતાગત જેવી કોય કઠણ નથી; કેમ જે કોય સબ્બસ દિવસમાં ૧૦ છંદ કરતો હોય, પણ તેથી દશ દિવસેય ૧ ગતાગત છંદ નહી બની શકે, ને કાં તો ૧૦૦ દિવસે પણ નહી બને એવી ગતાગત કવિતા કઠણ છે.

૧૩ તેરમો યમકાનુપ્રાસ કોશ, એટલે જે છંદમાં બે સરખા શબ્દ, કે એક કે બે ત્રણ અક્ષર સરખા બે વાર આવે તેનું નામ યમક કહેવાય છે, ને તે રીતે ૩ થી તે ગમેતાં સુધી એમ ઘણી વાર આવે, તેનું નામ અનુપ્રાસ કહેવાયછે. તે છંદની વચમાં પણ આવેછે ને દેશ ભાષામાં તો ચરણ ચરણને અંતે અવશ્ય આવેછે તેને મેળવતાં વર્ષે વર્ષ તણાઈ જાયછે ને ઘણી ઘુંચવણ થઈને મન નિરાશ થાયછે; તે વાત હલકી બુદ્ધિ વાળાને વજ્ર જેવિ કઠણ લાગેછે. ને તેવી વાત કૈક જાણતા હોય તો કોય પુછે તેને કેહેતા નથી એટલા વાસ્તે આખી ગુજરાતને જાણવા ૧ આ કોશ ને બીજા પણ ૧૨ કોશ મેં કર્યાછે ને છપાવ્યાછે તે હર કોય

સમઝો ને કવિતા કરો એ વાતમાં મને કાંઈ ઈર્ષ્યાછે નહી. આ કોશમાં ૭૨૫૦ શબ્દ છે, તેમાં ૪૭૦ શબ્દના અર્થ નોટમાં લખેલા છે.

આ ૧૩ કોશનું ૧ પુસ્તક ઘણો બુદ્ધિવાન કવિ હશે તે પણ પોતાની આંખના ચસમાની પેઠે પાસે રાખશે; અને કવિતા કરવાની ઈચ્છા કરનારો પણ હાથની વીંટીની પેઠે રાખશે અને વચન ચાતુરી કરનારો ને શબ્દછળ કરનારો તો તે જોઇને તેની ગોઠવણ કરવા સારૂ હૈયાના હારની પેઠે સદા ધારણ કરશે. અને ચાલતી વાતોના લખનાર પણ એક ઘરાણાની પેઠે આનો ઉપયોગ કરશે.

સંસ્કૃત ભાષાના મહાકવિ શંકરાચાર્ય ને કાળિદાસ આદિ થઈ ગયા તેની બુદ્ધિને હું મારિ બુદ્ધિની સાથે તોળી વાળુંછૌં, ત્યાં મારિ બુદ્ધિ ડુંગરની પાસે કાંકરા જેટલી થૈરહેછે અને વ્રજભાષાના સુરદાસ ને તુળસીદાસ આદિ કવિની પાશે પણ હું તુચ્છ છઉં; અને ગુજરાતી ભાષાના કવિ નરસૈંમેતા, વલ્લભ, પ્રીતમ વગેરે થૈ ગયા છે તેની કવિતા પણ મને અતિ પ્રિય લાગેછે, અને હમણાના જે કવિશ્વર ને કવિરાજ થૈ પડ્યાછે તેની તારીફ લોકો પોતાની બુદ્ધિ પ્રમાણે સુખે તેમ કરે તે વાતનું પણ કાંઈ મને દુઃખ નથી અને મારિ કવિતાની કોય નિંદા કરો તેનું પણ કાંઈ મને દુઃખ નથી. મારી કવિતા વિષે ઘણા સંસ્કૃત ને કચ્છિ કઠણ શબ્દછે

અને તેમાં લિંગ ને કાળ પણ બરાબર વપરાયા નથી, અને ઘણાક પ્રાસને લીધે અર્થ પણ તુટી જાયછે. એવા દોષ ૧ દમણની તરફને માસ્તરે બુદ્ધિવર્ધકના ચોપાનિયામાં મેલ્યા તેનું પણ મને કાંઈ દુઃખ લાગ્યું નથી; કેમ જે ગાજર મુળાની કીમત જાણનારે હીરાને કાચનો કટકો કહ્યો તો તે શાંભળીને હીરાનો માલધણી હસશે જે એ બાપડો હીરાની કીમત શું સમજે? પણ તેનો રોજગાર કરનારો ઝવેરી જો હીરાને કાચનો કટકો કહે, તો તેને હીરાનો માલ ધણી તરત હજામત કહે તેમાં વાર ન લાગે; કેમ જે ઝવેરી થૈને હીરાને કાચ કહે તો તેને મોટી ખોટ લાગેછે. તેમ આગળ જે બુદ્ધિવર્ધકમાં છપાયું તે બાબતને હું મળતો છઉં, એમ કરિને ૧ ઈર્ષ્યાથી અંધ કવિયે 'બુદ્ધિપ્રકાશ 'ચોપાનિયામાં છાપ્યું એટલાથી મને જરિક દુઃખ ઊપજ્યું છે. તે ઉપર દૃષ્ટાંત હીરાના માલધણીનું કહેવું જેવું ઝવેરીને છે તેવુંછે.

ચાલતી વાતનો લખનારો ચતુર હોય તો તરત પોતાના બુદ્ધિ બળથી સારો નિબંધ રચી શકેછે; કેમ જે તેને તો બાંધેલી શડકમાં ચાલવુંછે; પણ કવિ તો પક્કો હોય તથાપિ તેને છંદની રચના કરવી તે તો નટની પઠે દોરી માથે ચાલવું છે; ને તે નટને ધન્ય છે કે, તે દોરી ઉપર રહીને નાચેછે, હીંચકા ખાય છે ને વખતે પોતાને વાંસે એક ગધાડો બાંધેછે; ને માથે ૨૮ માટ-

લીનું એક ચોકડું મુકેછે, ને પગે પણ શીંગડાં બાંધેછે, ને હાથમાં એક વાંસડો રાખેછે ને એક પચાસેક હાથના લાંબા પાતળા દોરડા ઉપર ચાલેછે; તે વખતે વળી એક પુરૂષ ઝાંપડીનો વેશ લઈ સામો આવેછે; તે દોરી માથે કાયમ છતાં પોતે તેથી અલગ તેની વાંસે નીકળી જાયછે. એવું અદ્ભુત કામ નટને પોતાના શરીરથીછે તેમજ કવિને પોતાની બુદ્ધિથી છે. એ વાસ્તે સંસ્કૃતને કવિયે ચરણને અંતે હ્રસ્વ અક્ષર હોય ને છંદના બાંધાને દીર્ઘ જોતો હોય તો તેનો દીર્ઘ ઉચ્ચાર થાય એવી છુટ (Licence) રાખીછે તેજ છુટ દક્ષણી ભાષાને કવિયે પણ રાખીછે; પરંતુ પૂર્વ ને ગુજરાતની ભાષા વાળાએ એ છુટ રાખી નથી. અને સંસ્કૃતના કવિયોયે (ર,લ) (ડ,લ) (શ,ષ) (બ,વ) એ ૪ જોડ અક્ષરોનો એક બીજાને બદલે ૧ જોડમાં પરસ પરસ અલંકાર મેળવવા મારૂ ઉપયોગ કરવાની રીત રાખીછે અને અનુસ્વાર કે વિસર્ગ પણ ૧ ઠેકાણે હોય ને બીજે ઠેકાણે ન હોય તો તે પણ બરાબર સમજવાની છુટ રાખીછે.

પૂર્વ દક્ષિણ ને ગુજરાતના કવિયોયે શુદ્ધ સંસ્કૃત શબ્દને તેના અપભ્રંશ શબ્દ તથા સ્વદેશી રૂઢી શબ્દો ગમે તેવા પોતાની કવિતામાં વાપર્યાછે; તેમાં હ્રસ્વનો દીર્ઘ તથા દીર્ઘનો હ્રસ્વ ઉચ્ચાર પણ છંદ મેળવવા સારૂં કરે છે, ને ચરણ ચરણને અંતે પ્રાસ લાવેછે. બીજે ત્રીજે

ને ચોથો મેળવતાં અર્થ તુટી જાયછે, તે ઠેકાણે એને અર્થને પ્રાસ મેળવવાનું કામ ઘણું કઠણ પડેછે. વળી અર્થાલંકાર ને શબ્દાલંકારો લાવતાં ને છંદનો બાંધો મેળવતાં સંસ્કૃત ભાષાના શબ્દો લેતાજ આવેછે તેના અર્થ બાળપણથી ફક્ત ઇંગ્રેજી ભણનારને સમજાય નહી તો કાંઈ તે કવિયોનો દોષ કેવાય નહી; કેમ જે વાંકા મોઢા વાળો આરસીમાં વાંકું મોડું દેખે તો કાંઈ આરસીનો દોષ નહી. પેહેલાં ગુજરાતી કવિતા મીઠાઈ ને પાનની બીડી જેવી થઈ છે, તેમાં મીઠાઈ મોઢામાં મુકીને થોડિક ચાવવી પડેછે ને બીડી તો ઘણિ ચવાય તારેજ તેમાં સોપારી પાન, કાથો, ચુનો, એળચી આદિ હોય તેની લજ્જત આવેછે ને ગળે ઊતરેછે નહિ તો ગળે ઊતરતી નથી; તેમ વલ્લભ પ્રીતમની કવિતા થઈ છે અને હમણાની કવિતા તો પાણી જેવી સરલ થાયછે તે મ્હોડામાં આવતાં વેંત ગળે ઊતરતી જાય. તેવી કવિતા હાલના નીશાળિયાને ગમેછે પણ તેથી ૧ તરસ છીપે; પણ મીઠાઈ ખાધા જેટલો સંતોષ ઊપજે નહી. ને બીડીના રસવિના પાચન ન થાય એટલે તેવી કવિતામાં રસાલંકાર બેસતા નથી. માટે મારિ કવિતા મીઠાઈ બીડી ને પાણી એ ત્રણેના જેવી થાયછે પછે સૌ ગમે તેમ કહો.

આ રીતે મેં ગુજરાતી ભાષાના શબ્દોનું તાત્પર્ય મારી બુદ્ધિ પ્રમાણે જણાવ્યું છે તે પાંચ વર્ષ પેહેલાં મેં થોડુંક

કરી રાખ્યું હતું; તે મેં મારા ચિરંજીવ હરિદાસને દેખાડયું અને દિશા બતાવીને કહ્યું જે ભાઈ, તું આ રીત કર, ને તેનું વ્યાકરણ તું જેવું સરકારી નિશાળમાં ભણેછે તેવું કર; કેમ જે તેનું વ્યાકરણ યથાર્થ કરવું તેવું કોઈ પુસ્તક બન્યું નથી, ને જો હું એકલો તેવું કરવા બેસું તો કાંઈ તરત પાર આવે નહી; એટલું તેને કહ્યું તારે તેણે તે કામ કરીને મને દેખાડવા માંડયું. તે થયું એટલે જોઈને તે શબ્દોના અર્થ પણ તેની પાસે કરાવ્યા ને તે છપાઈ આવ્યા પછિ એણે ને મેં મળીને શોધ્યું, તેમાં તપાસી જોતાં મેં તો ૧ દિશામાત્ર થોડું થોડું કર્યું હતું તેથી તેણે ૨૫ ગણું કામ વધાર્યું તેથી મ્હારૂં મન પ્રસન્ન થયુંછે.

આ કોશનીજ રીતે ૧ ગુજરાતી શબ્દ મૂળાવળી, ગુજરાતી વ્યાકરણ નિયમાવળી, વગેરે ઉપયોગી ગ્રંથ રચવાનો આદર કર્યોછે, તે જોવાથી વ્યાકરણ કોશ બનાવનારને ને બીજા લોકને જાણવામા આવશે,

આ કોશોમાં જે શબ્દો નાખ્યાછે તે ઉપરાંત બીજા શબ્દો પણ તેમાં આવે એવા હશે કેમ જે કાંઈ સમુદ્રનો પાર આવતો નથી ને આ છપાયા પછી પણ કેટલાક શબ્દો મને સુઝી આવ્યાછે તે વળિ બીજી આવૃત્તિમાં ગોઠવાશે.

આ કોશમાં કેટલાક સંસ્કૃત, ફારસી, ઇંગ્રેજી, પૂર્બી,

શબ્દો ઘણું કરિને બોલવામાં આવેછે તે તેના અર્થનું જ્ઞાન થાય તેટલા વાસ્તે લીધાછે. તે નીચે તેની નિસાની કરીછે તે સંક્ષેપાર્થથી જાણી લેવું.

હાલ કેટલીક ચાલતી વાતો લખેછે તેમાં અવડ ચવડ શબ્દ નાખીને તોપના જેવા ધુમ ધડાકા કરેછે. તેમાં જરૂર અર્થ સમઝાયો જોઈયે તે તો ગોળાની પઠે જુદો ઊડતો ફરેછે, અને તેમાં અક્ષરો ઘણા ને મતલબ થોડી રેહેછે. તેમ મને ન રૂચતાં થોડા અક્ષરમાં સંપૂર્ણ જણાય એવી રીતે મારી બુદ્ધિથી આંવી ચાલતી વાત લખું છૌ તે ઊપરથી તો ઘણી નરમછે; પણ વિચાર્યાં વિના સંપૂર્ણ જણાવાની નથી.

ગુજરાતિ ભાષાના તાત્પર્યવિષે આ પ્રસ્તાવના મેં ઘણી લંબાવીને લખીછે, તે મિથ્યાભિમાનીને તો ઊપરથી એળિયા જેવી કડવી લાગશે; પણ પરિણામે તેનો ગરમીનો રોગ હરીને આંખમાં શીતળતા ને પેટમાં જમવાની રૂચિ ઊપજાવશે અને જો કોય કડવું ઓસડ જાણીને ઉડાડી દેશે તો પછી તેને શીશી સુંઘાડી નસ્તર મરાવીને પરાણે રોગ કાઢવો પડશે. આટલું હું મારા સાચથી લખું છૌ કાંઈ પક્ષપાત રાખતો નથી. પછે કોય ગમે તેમ કહે પણ લખીને મને જણાવશે તો હું ઉત્તર આપીશ.

આમાં કેટલાક શબ્દોનું વ્યાકરણ અને અર્થ મુદલ

લખ્યા નથી તેનું કારણ એછે જે, તેમાં આવેલા શબ્દો ઘણા સરલ છે અને ઘણે ઠેકાણે આવી ગયાછે; તથાપિ જે કઠણ શબ્દો છે તેના અર્થ નીચે લખ્યાછે. અને ૧ કોરામાં આવેલા શબ્દ બીજા કોરામાં દેખાય તે કાંઇ પુનરૂક્તિ દોષ જાણવો નહી; કેમ જે ૧ કોરામાં તેની એક મતલબ વાસ્તેછે ને બીજા કોરામાં બીજી મતલબ વાસ્તેછે, તે જો ફરીથી ન લખાય તો તેની મતલબ બધી મારી જાય તે ઠીક નહી; મતલબ મોટું કારણછે; માટે જો તે ઠેકાણે ફરીથી શબ્દ ન લખાય તો ફાંફાં મારવા પડે.

કેટલાક પ્રાંતમાં અરસપરસ ૧ અક્ષરનો બીજો અક્ષર થૈ જાયછે. અમદાવાદમાં જેને કાછડી અને કુંચી કહેછે તેને ગોલવાડમાં કાશાડી અને કુંશી કહેછે, એટલે છકાર અને ચકારનો શકાર થાયછે: અમદાવાદી શું કહેછે તેને સુરતી સું કહેછે; ગુજરાતી ગામડિયા ઉંઘી-ગયા ને ઉંઝી ગયો એમ કહેછે ને માણસને માહણ કહેછે અને હાલારમાં માણહ કહેછે; કેમ પાગડીને પાઘડી કહેછે. એ રીતે પરસ્પર ૧ અક્ષરનો ફેરફાર થાયછે. અને વળી કેક ઠેકાણે ૨ અક્ષરનો પણ ફેર પડેછે. સુરતમાં કારેલાં તપેલાં ને કડકને કાચેરાં પતેલાં ને કકડા કહેછે. એ રીતે મધ્ય પ્રાંતમાં પરસ્પર ફેર ઘણા શબ્દોમાં આવેછે. અને છેડાના સુરત શહેરમાં અરચન

અને કંડાળો એ પાસેના દક્ષિણ દેશના શબ્દો આવિ પેઠાછે. અને જે આનીપા અને આપા કહેવાયછે તેને આફાં કહેછે એવો ફેર કોણ જાણે કઈ રીતે પડયોછે? તેવા બેય જાતના શબ્દો કેક કોશવાળે લીધાછે; પણ મેં તો આ કોશનું ધોરણ હાલાર અને અમદાવાદની ભાષાઊપર રાખ્યુંછે; પણ ૧ શબ્દ બે રીતે બોલાતા હોય તેવા શબ્દ એકવિના બે ફેરે મેં ઘણું કરીને નાખ્યા નથી.

સર્વે પ્રાંતમાં સેહેરના કરતાં ગાંમડાની બોલી કાચીછે અને તે કરતાં પણ ત્યાંના જંગલીની બોલી તો જાણે સમઝાતી નથી એવીછે, તે મેં પાવાગઢ પારો પાલ કરીને જંગલછે, ત્યાંના ભીલ અને નાયકડાંની બોલી સાંભળીછે તેથી સમઝાયુંછે.

ગુજરાતી ભાષાનું મૂળ થોડું ઘણું પણ સંસ્કૃત સમઝયા વિના ને તેનો શોધ કર્યાવિના કોયથી પોતાની એકલી અકલથી જણાનાર નથી. ભલે કોય બીજી ભાષા જાણે પણ તેની અકલ આમાં કામ આવનારી નથી માટે આ બોલી સમઝવાને પણ કેટલીક મેહેનત કરવી જોઇયે.

યમકાનુપ્રાસ કોશમાં શબ્દમાત્રની પાછળ વિભક્તિના પ્રત્યયો લગાડવાથી ઘણા રૂપ થાય; પણ તેમ કરતાં ગ્રંથ વધી પડે તેથી તે પ્રત્યયો લગાડ્યા નથી.

યમકાનુપ્રાસ કોશમાં પ્રથમ થોડાંક ધાતુ ક્રિયાપદ

આવ્યાંછે તે પ્રમાણે ધાતુ ૭૦૦ કછે તેના હજારો રૂપ થાય તે જો નાંખું તો ગ્રંથ ઘણો વધી પડે; માટે ધાતુ સંગ્રહ નામે ગ્રંથ મારે જુદો રચવોછે તેથી જાણવું.

સંખ્યા શબ્દોના પ્રામ એકાવન બાવન એમ ઘણાછે તે ગ્રંથ વધી પડવામાટે લીધા નથી ને તે ઘણા ઉપયોગી પણ નથી.

હ્રસ્વ દીર્ઘનો નિયમ કવિતામાં રહેતો નથી તે અત્રે પણ રાખ્યો નથી.

લ અને ળ માં ભેદ પ્રાચીન સંસ્કૃતમાં નથી ને નવો થયોછે તેનો પણ ખરો નિયમ છતા લખવામા બરાબર ચાલ બંધાયો નથી, તેથી અત્રે રાખ્યો નથી તે ઉપયોગાનુસારે સમજી લેવો.

ગ્રંથકાર ઘણા પ્રયત્નથી નિર્દોષ ગ્રંથ થવાની ઇચ્છા રાખેછે પણ કાંઈ દૃષ્ટિ દોષ રહી જાયછે તે ધ્યાનમાં આવતા નથી તેથી તેનું શુદ્ધિપત્ર કરેછે તેમાં પણ સર્વે દોષ આવતા નથી ને તે ગ્રંથ જોનારને તો સહજમાં જણાઈ આવેછે તેથી તે ગ્રંથકાર કાંઈ નિંદાનું પાત્ર નથી.

---

## આ ગ્રંથમાં સંક્ષેપ વાપર્યા છે તેનો ખુલાસો.

| | |
|---|---|
| પુ૦ પુલિંગ. | ઇં૦ ઇંગ્રેજી. |
| સ્ત્રી૦ સ્ત્રીલિંગ. | સં૦ સંસ્કૃત. |
| ન૦ નપુંસકલિંગ. | ફા૦ ફારશી. |
| ત્રિ૦ ત્રિલિંગ. | આ૦ આરબી. |
| અ૦ અવ્યય. | હિં૦ હિંદુસ્થાની. |
| પ્રં૦ પ્રત્યય. | બ૦ બહુવચન. |
| ઉપ૦ ઉપસર્ગ. | તૃ૦ તૃતિયાવિભક્તિ. |
| ઉ૦ ઉદાહરણ. | ભૂ૦ ભૂતકાળ. |
| ક્રિ૦ ક્રિયાપદ. | ધા૦ ધાતુ. |



# અનુક્રમણિકા.



કુલ ૧૦૯૧૨ શબ્દો છે. તેમાં ૨૫૦૦ શબ્દ અર્થસહિત છે; બાકીના સરળ છે.

ગુજરાતી

# કોશાવળી.

---

તેમાં પ્હેલો—

## એકાક્ષરી કોશ,

એટલે

### એક અક્ષરના શબ્દોનો ભંડાર.

### ( અ. )

અ, (સં.) (અ.) અભાવાર્થે (ઉ.) અકર્મી (નહીં કર્મી તે અકર્મી.)

ક, (સં.) (પુ.) આત્મા. ૨ વાયુ. ૩ બ્રહ્મદેવ. ૪ સૂર્ય. ૫ યમ. ૬ દેહ. ૭ મોર. ૮ અગ્નિ. (ન.) ૯ જળ. ૧૦ સુખ. ૧૧ માથું. (પ્ર.) ૧૨ જેનું બનેલું છે એવો અર્થ રાખે છે (ઉ.) પંચ ભૂતાત્મક એટલે પાંચ ભૂતનું બનેલું. ૧૩ (ઉપ.) શબ્દની આદે મુકાય છે ત્યારે નઠારૂં એવો અર્થ થાય છે. (ઉ.) કન્નેડ, કપુત વગેરે.

ખ, (સં.) (ન.) ઇંદ્રિય. ૨ આકાશ. ૩ દેવલોક. ૪ હર્ષ. ૫ અનુભવ.
છ, (ત્રિ.) સંખ્યા. (૬) ૨ (ધા. પ્ર.) (ઉ.) જાછ, કરેછ, ફરેછ.
જ, (ધા. પ્ર.) અવશ્યતા દેખાડનાર (ઉ.) એસોજ, જનઓજ. ૨ (ના. પ્ર.) અલ્પતા દેખાડનાર (ઉ.) બસ એજ રૂપિયા! ૩ વિશેષતા દેખાડનાર (ઉ.) બધું ગામજ લુંટિ ગયો નેં! ૪ ઉત્પન્ન થયેલું (ઉ.) અંડજ, અગ્રજ.
ન, (અ.) નહીં (ઉ.) ન કરીશ, ન જાઈશ.
મ, (અ.) જુઓ (ન.)
જ્ઞ, (સં.) (પુ.) બુધનો ગ્રહ. ૨ જાણનાર.

---

## ( આ. )

આ, (ત્રિ.) પાસેની ચીજ દેખાડનાર. (ઉ.) આ ઘર જો.
કા, (ધા.) આજ્ઞાવાચક થાકી જવાનો અર્થ દેખાડનાર (ઉ.) કામ કરતો કા (થાક) તો ખરો.
કાં, (અ.) કેમ, શ્યા માટે.
ક્યાં, (ક્રિ.) કેઈ ઠેકાણે, કેઈ જગાપર (ઉ.) કહાં જવું છે?
ખા, (ધા.) આજ્ઞાવાચક ખાવાનો (ઉ.) ભાત ખા.
ગા, (સ્ત્રી.) ગાય. ૨ (ધા.) આજ્ઞાવાચક ગાવાનો (ઉ.) ગીત ગા.

ઘા, (પુ.) જખમ. ૨ હરેક ચીજનું ફેંકવું તે. ૩ ચોવીસ કાગળનો થોકડો,

ચ્હા, (સ્ત્રી.) ચિનાઈ છોડ, જે પાણીમાં ઉકાળી દુધ સાકર સાથે પીવાય છે તે. ૨ (પુ.) ખેતરમાં ઉગેલા અંનના છોડોની પંગતી. ૩ ચાલ (ઉ) તમારા ગામમાં કેવો ચ્હા છે.' ૪ (ધા.) ચ્હાવાનો આજ્ઞા વાચક (ઉ.) તું એને ચ્હા એટલે એના ઉપર પ્રીતી કર. ૫ (પુ.) પ્યાર.

જા, (ધા.) આજ્ઞાવાચક જવાનો (ઉ.) એને ઘેર જા.

જ્યાં, (ત્રિ.) જે ઠેકાણે. (ઉ.) જ્યાં ઝાડો છે.

ઠા, (પુ.) ઠેકાણું (ઉ.) એનો કાંઈ ઠા નથી.

ત્યાં, (ત્રિ.) તે ઠેકાણે (ઉ.) ત્યાં ગામ છે.

ત્હા, (પુ.) એક આખો કાગળ.

થા, (પુ.) પાર, છેડો. (ઉ.) દરિયામાં પાણીનો થા નથી. ૨ (ધા.) થાવાનો આજ્ઞાવાચક (ઉ.) તું સાગે થા અથવા નરસો થા.

દા, (પુ.) દાવ, રમતી વખત પોતાનો વારો આવે છે તે. ૨ દાહ, વનમા આગ લાગે છે તે.

ધા, (ધા.) ધાવાનો આજ્ઞાવાચક ધાતુ. (ઉ.) ગમે ત્યા ધા. (દોડ.)

ના, (અ.) નહીં. ૨ (પ્ર.) ષષ્ઠી વિભક્તિનો બહુ વચને પ્રત્યય. ૩ (ધા.) નાહાવાનો આજ્ઞાવાચક ધાતુ (ઉ.) હવે તું ના.

નાં, (પ્ર.) ષષ્ઠિ વિભક્તિનો નપુંસક બહુ વચને પ્રત્યય.
પા, (ત્રિ.) ચોથો ભાગ. ૨ (ધા.) પાવાનો આજ્ઞાવાચક ધાતુ. (ઉ.) પાણી પા. ૩ (અ.) તરફ (ઉ.) કેણી પા ગયો હતો? ૪ (પુ.) પગ.
બા, (સ્ત્રી.) મા. ૨ બેહેન. ૩ બાઈ.
બાં, (સ્ત્રી.) બાહુ, હાથ. ૨ અંગરખા વગેરેનો હાથમાં પહેરવાનો ભાગ. ૩ (પુ.) બાઈ. (સંસ્કૃત બાહુ)
ભા, (પુ.) બાપ. ૨ બાઈ. ૩ ઘરડો માણસ.
મા, (સ્ત્રી.) માતા.
માં, (અ.) નહીં. ૨ (ઉ.) એમ માં કર. ૩ (પ્ર.) સાતમી વિભક્તિનો પ્રત્યય.
યાં, (અ.) યહાં, અહીં આગળ.
રા, (પુ.) રસ્તો. ૨ પારો. ૩ રાજાની ઓળક અથવા રાજા એ શબ્દનો સંક્ષેપ. (ઉ.) કચ્છનો રા. ૪ રાહુ નામે ગ્રહ. (ઉ.) કુંડળીમાં બારમે રા (રાહુ) બેઠો છે.
વા, (પુ.) વાયુ, પવન. ૨ (ધા.) વાવું શબ્દનો આજ્ઞાવાચક ધાતુ, (ઉ.) હે પવન તું સારો વા. ૩ ચોપડ (ઉ.) એ ગુમડા ઉપર ઘી વા. ૪ (પ્ર.) જેટલું. (ઉ.) એ વાનવા ઓછું છે.
વાઃ (અ.) શાબાશ.
શા, (પુ.) શાવકાર. ૨ વાણિયાની ઓળક. ૩ (ધા.) શાહું (પકડવું) એ શબ્દનો આજ્ઞાવાચક ધાતુ. (ઉ.)

આ તપેલું શા એટલે પકડ. ૪ (પુ.) ગંધ, બો. (ઉ.) આ ધીમા શા આવે છે.
સ્યા, (અ.) શું? (ઉ.) એમાં સ્યા માલ છે. -રયો.
હા, (અ.) કબુલ કરવાના અર્થમાં બોલવું તે.

---

# ( ઈ )

ઈ, (ત્રિ.) તે. (ઊ.) ઈ વાતમાં માલ નથી.
ઘી, (ન.) માંખણને ઉનું કર્યા પછી તેમાંથી જે નીકળે છે તે.
છી, (અ.) તિરસ્કારયુક્ત બોલવું. ૨ ખરાબ (ઊ.) એ છી છે.
જી, (અ.) હોંકારો દેતી વખત માનથી બોલાય છે. ૨ (પ્ર.) કોઇને માનથી બોલાવતી વખત તેના નામની અંતે બોલાય છે (ઊ.) રાણીજી. ૩ (સ્ત્રી.) ગુજરાતમાં માને જી કહીને બોલાવે છે.
થી, (પ્ર.) પંચમી વિભક્તિનો પ્રત્યય. (ઊ.) ઘરથી, માણસથી.
દી, (પુ.) દિવસ. (ઊ.) હું કુબાણે દી ત્યા ગયો.
ધી, સ. (સ્ત્રી.) બુદ્ધી.
ની, (પ્ર.) ષષ્ટિ વિભક્તિનો પ્રત્યય.
પી, (ધા.) પીવાનો આજ્ઞાવાચક ધાતુ. (ઉ.) પાણી પી.
ફી, (ઇં.) (સ્ત્રી.) લવાજમ. હકરાઈ.

બી, (ન.) બીજ, મૂળ વસ્તુ. ૨ (ધા.) બ્હીવાનો આજ્ઞાવાચક ધાતુ. (ઉ.) તું પરમેશ્વરથી તો બી. ૩ (અ.) પણ (પારશી લોકો વાપરે છે) (ઉ.) તો બી.
મી, (પ્ર.) સ્ત્રીલિંગે પ્રત્યય (ઉ.) સાતમી, અગીયારમી.
લી, (સ્ત્રી.) ઘઉંના લોટની રાબ જે ચોડવાના કામમાં આવે છે તે.
શી, (સ્ત્રી.) કેઈ, (ઉ.) શી વાત.
શ્રી, (સં) (સ્ત્રી.) શોભા. ૨ લક્ષ્મી.
સ્ત્રી, (સં.) (સ્ત્રી.) બાયડી, ઓરત.

---

## ( ઉ. )

કુ, (સં.) (સ્ત્રી.) પૃથ્વી. ૨ (ઉપ.) નઠારૂં બતલાવવા માટે કેટલાક શબ્દની પ્હેલાં મુકવામાં આવે છે (ઉ.) કુટેવ, કુપુરૂપ.
ગૂ, (ન.) વિષ્ઠા, નરક.
છું, (ધા.) છ ધાતુ (ઉ.) હું છું. ૨ (ના.) છું મંતર.
જૂ, (સ્ત્રી.) માણસના વાળમાં પેદા થતો એક ઝીણો જીવ.
તું, (વિ.) પાસેના માણસને કેહેતી વખત બોલાય છે તે. (ઉ.) તું જા.
થૂ, (ધા.) થુંકવાનો ધાતુ. (ઉ.) થૂ એના મ્હોઉપર.
નું, (પ્ર.) ષષ્ઠી વિભક્તિનો નપુંસક એક વચને પ્રત્યય. (ઉ.) ઘરનું.

કૂં, (અ.) સર્પનું બોલવું.
ભૂ, (અ.) ગધેડાનું બોલવું.
ભૂ, (સં) (સ્ત્રી.) ૧ પૃથ્વી. ૨ પાણી. (બાળક બોલેછે)
મું. (પ્ર.) સંખ્યાનો નપુંસક લિંગે પ્રત્યય. (ઉ.) સાતમું, બારમું.
રૂ, (ન.) કપાસ.
રૂં, (સ્ત્રી.) રીત, પ્રમાણે. ૨ (ન.) રૂંવાડા, રોમ.
લૂ, (સ્ત્રી.) ઉનાળાની ગરમીથી થતો રોગ. ૨ (ધા. લુવાનો આજ્ઞાવાચક ધાતુ. (ઉ.) આ વાસણ લુ (સાફ કર.)
શું, (અ.) પ્રશ્નવાચક શબ્દ (ઉ.) આ શું છે.
હું, (ત્રિ.) અહંપણ બતાવવાનો પ્રથમ પુરૂષ.

---

## ( એ. )

એ, (ત્રિ.) કોઈ ત્રીજાને કેહેતી વખત તેનું નામ ઠામ ન જાણતાં તે વિષે બોલવું તે.
કે, (અ.) અથવા. ૨ (ધા.) કેહેવું એ શબ્દનો આજ્ઞા વાચક ધાતુ.
ખે, (પુ.) નાશ (ક્ષય એ સંસ્કૃત શબ્દનો અપભ્રંશ.)
ચે, (સ્ત્રી.) ચિતા, બળતી આગ. [પડી છે.
છે, (ક્રિ.) વર્તમાન કાળ વિષે કેહેવું તે. (ઉ.) આ ચો

જે, (ત્રિ.) સંબંધ રાખી પરને વિષે બોલવું તે (ઉ.) જે કરશે તે ભોગવશે. ૨ (પુ.) જય.

તે, (ત્રિ.) પરને વિષે બોલતી વખત કેહેવું તે. જુવો (એ.)

દે, (ધા.) આપ. (ઉ.) આ મને દે.

નેં, (અ.) બે વાક્યને જોડતી વખત વપરાતો શબ્દ. ૨ (પ્ર.) તૃતીયા વિભક્તિનો પ્રત્યય. ૩ વાસ્તેં. ૪ પછી, (ઉ.) આ કામ કરીનેં (કરવા પછી) હું જાઈશ.

બે, (ત્રિ.), સંખ્યા, (ઉ.) એક, બે.

ભે, (પુ.) બાપ, ડર, બીક.

મે, (પુ.) વરસાદ. ૨ (સ્ત્રી.) રાક, અમલ, (ઉ.) રાજા પોતાની મે બેસાડે છે. ૩ ઇં. (પુ.) ઇંગ્રેજી પાંચમો મહીનો. ૪ (પ્ર.) સંખ્યાનો તૃતીયા વિભક્તિપે પ્રત્યય. (ઉ.) સાતમે દાહાડે.

મેં, (ત્રિ.) હુંની તૃતીયા વિભક્તિ. (ઉ.) આ મેં કીધું.

રે, (અ.) અરે!. ૨ (ધા.) રેહેવું એ શબ્દનો આજ્ઞાવાચક ધાતુ. ૩ (અ.) ગાયનમાં કેટલાકને છેડે વિરામ દાખલ આવે છે.

લે, (સ્ત્રી.) આતુરતા, ભક્તિ, ચોટ, (ઉ.) 'મને હરી ભજનની લે લાગી.' ૨ (ધા.) લેવું એ શબ્દનો આજ્ઞાવાચક ધાતુ.

વે, (પુ.) કાગ્યું, સાર. ૨ (ધા.) વેહેવું એ શબ્દનો આજ્ઞાવાચક ધાતુ.

સે, (ધા.) સેહેવું એ શબ્દનો આજ્ઞાવાચક ધાતુ.
હે, (અ.) સંબોધન. (ઉ.) હે ભાઇ!

---

## ( ઐ. )

કૈ, ૨ (વિ.) કઈ, કોણ સ્ત્રી લિંગે. (ઉ.) કૈ ચિજ ખોવાઈ? (ક્રિ.) કેહેવું તેનો સ્ત્રી લિંગે ભૂતકાળે (ઉ.) મને એક વાત કૈ.
કૈં, (અ.) કંઈ, કાંઇ. ૨ ક્યાંહાં. (ઉ.) કૈં જાઓ છો
ખૈ, (પુ.) ક્ષય રોગ, (ઉ.) એને ખૈ રોગ થયો છે.
ગૈ, (ક્રિ.) જવાનો સ્ત્રી લિંગે ભૂતકાળ. (ઉ.) તે ચોપડી ગૈ.
જૈ, (ક્રિ.) જઇને. (ઉ.) એણે ત્યાંહાં જૈ શું કર્યું.
જૈં, (પુ.) પૈસો. (ગુજરાતમાં).
તૈં, (અ.) ત્યાંહાં (ગુજરાતમાં).
થૈ, (ક્રિ.) થઇને. (અ.) નાચવામાં બોલવાનો પ્રકાર.
દૈ, (ક્રિ.) દઇને.
નૈ, (સ્ત્રી.) દુધી.
નૈં, (અ.) નહીં.
પૈ, (સ્ત્રી.) પાઈ. ૨ (ન.) પયડું.
ફૈ, (સ્ત્રી.) બાપની બ્હેન.
ભૈ, (પુ.) ભાઇ.
મૈ, (વિ.) દુધ દહીં.

રૈ, (ક્રિ.) રહીને.
લૈ, (ક્રિ.) લહીને. ૨ જુવો (લી.)
વૈ, (ક્રિ.) વહીને.
શૈ, (સ્રી. કાઠિયાવાડમાં દાણાનું માપ.
સૈ, (સ્રી.) સહી. ૨ (અ.) કબુલ. ૩ સહન કરીને.

---

## ( ઓ. )

ઔ, (અ.) અરે! બુમ પાડવી.
કૌ, (ધા.) કહોવું એ શબ્દનો આજ્ઞા વાચક ધાતું. ૨ (ત્રિ.) કોઇક. ૩ (ક્રિ.) કેહેવું એ શબ્દનો આજ્ઞા વાચક ધાતુ.
ખૌ, (ફા.) (સ્રી.) ટેવ, આસક્ત. ૨ (ધા) ખોવું એ શબ્દનો આજ્ઞા વાચક ધાતુ.
ગૌ, (સ્રી.) ગાય.
ઘૌ, (ના.) એક જાનવરનું નામ.
છૌ, (ક્રિ.) છ ધાતુ. (ઉ.) તમે કહાં છૌ? ૨ (અ.) બસેં. ૩ સંખ્યા (૬) ૪ (સ્રી.) ચુનાની જમીન.
જૌ, (અ.) કદાપિ. (ધા.) જાવાનો આજ્ઞાવાચક ધાતુ.
તૌ, (અ.) ત્યારે, તદા.
દૌ, (ધા.) દેવું એ શબ્દનો આજ્ઞાવાચક ધાતુ. (ઉ.) આ ગાયને દૌ. ૨ (ક્રિ.) દેવું એનો આજ્ઞાવાચક શબ્દ. (ઉ.) આ ચીજ મને દૌ.

ધો, (ધા.) ધોવું એ શબ્દનો આજ્ઞા વાચક ધાતુ. (ઉ.) આ લુગડું ધો.

નો, (પ્ર.) ષષ્ઠિ વિભક્તિનો પુલ્લિંગ એક વચને પ્રત્યય.

બો, (ફા.) (સ્ત્રી.) ગંધ.

ભો, (પુ.) ભય, ફિકર.

મ્હો, (ન.) મ્હોડું. ૨ (ધા.) દાણાને ઘી અથવા તેલ ચોપડવાને કેહેવાનો આજ્ઞાવાચક ધાતુ. (ઉ.) આ ચોખા મ્હો.

રો, (ધા.) રોવાનો આજ્ઞાવાચક (ઉ.) તારા કરમને રો. ૨ રેહેવાનો આજ્ઞા વાચક, (ઉ.) તમે ઇંહાં રો તો સારૂં.

લ્યો, (ક્રિ.) લેવાનો આજ્ઞાવાચક (ઉ.) આ ચોપડીલ્યો.

શો, (ત્રિ.) ૧૦૦ શતક. ૨ (ત્રિ.) કઈ જાતનો, કેવો? (ઉ.) એમાં શો ફેરછે? ૩ (સ્ત્રી.) સીવવાનું હથિઆર.

હો, (અ.) વારૂ, ઠીક. ૨ (ધા.) હોય, અસ્તિત્વ હોવું. (ઉ.) તમે ત્યાં હો ત્યાંથી આવજો.

---

## ( ઔ. )

કૌં, (ક્રિ.) કહું.

ગૌ, (સ્ત્રી.) ગાય. ૨ ગાઉ, કોશ.

ધૌં, (પુ.) દાણાની ૧ જાત (ધઉં.)

છૌં, (ક્રિ.) છું. (ઉ.) હું ઘેર છૌં (છું.)

જૌં, (ક્રિ.) જાણ.
થૌં, (ક્રિ.) થાણ.
દૌં, (ક.) આપું, દણ.
બૌ, (ત્રિ.) બહુ, ઘણું.
મૌ, (ત્રિ.) કંગાલ, કંજુસ.
શૌ, (પુ.) જુલમ.
રૌં, (ક્રિ.) રહું.
લૌં, (ક્રિ.) લહું.
વૌ, (સ્ત્રી.) વહુ.
સૌ, (ત્રિ.) શાહુ.

---

## આ કોશનો ઉપયોગ.

એકાક્ષરી શબ્દનો ઉપયોગ કવિયોને ઘણો પડે છે; ને સર્વ શબ્દો એકદમ સ્મરણમાં ન આવવાથી, જે ઠેકાણે એકજ અક્ષરનો ઉચ્ચાર કરવાની જરૂર પડેછે, ત્યાં બરાબર બનતો શબ્દ ન સૂઝવાને લીધે નિરૂપયોગી શબ્દ 'જ' વગેરે નાખે છે. તેથી કવિતાની ખુબી ઓછી થાય છે. પિંગળમાં કોઈવાર એક અક્ષરના છંદ કરવાની જરૂર પડે છે, તે કામ જો બધા શબ્દની માહિતી ન હોય તો બની શકતું નથી. તેનો એક દાખલો મ્હારા રચેલા નીતિબોધ નામના ગ્રંથમાં છે તે આઃ—

### શ્રીછંદ.

॥ શ્રી ॥ ધી ॥ જે ॥ દે ॥ ૧ ॥

ઉપલા એક અક્ષરના છંદમાં પરમેશ્વરની સ્તુતિ કરેલી છે કે હે પ્રભુ! તું શ્રી એટલે શોભા, લક્ષ્મી, ધી, એટલે બુદ્ધિ; જે એટલે ફત્તે; ને દે એટલે આપ. આ પ્રમાણે એ કોશ ઘણો ઉપયોગી છે તે સુજ્ઞ પુરૂષો જાણી લેશે તેથી વિસ્તાર લખ્યો નથી.



સમાપ્ત.

બીજો—

# અનેકાર્થ કોશ,

એટલે

## એકથી વધારે અર્થ થતા શબ્દોનો ભંડાર.

અંક, સં. (પુ.) આંકડો. ૨ ખોળો. ૩ નવ.

અક્કડ, (વિ.) ન વળે તેવું. ૨ મિજલસી.

અકળ, (ન.) ન જાણવામાં આવે તેવું. (આકળ.) ૨ ન સમજાય તે. ૩ (સ્ત્રી.) અક્કલ, બુદ્ધી.

અક્ષર, (સં. પુ.) ક ખ વગેરે. ૨ જેનો નાશ નહી તે. ૩ પરમેશ્વર.

અખાડો, (પુ.) તાલીમખાનું. ૨ સાધુનો આશ્રમ. ૩ બાવાનીપેઠે ભેગા થવાની જગા. ૪ ગામ પાસે ઢોરને રહેવાની જગા. [અનવન.

અંગ, સં. (ન.) શરીર. ૨ (વિ.) છ. ૩ (પુ.) ભાગ.

અગમ, સં (ન.) ઝાડ. ૨. જવાય ન સકાય અથવા માલમ ન પડી શકે એવું. ૩ સુગેમ.

અગર, (ન.) ગુંધી પદાર્થ. ૨ શીશમનું ઝાડ.

૩ મીઠું અથવા નિમખ પકાવવાનું ઠેકાણું. ૪ દરિયા કાંઠાના મેદાનની ખારવાળી જમીન. ૫ (અ.) અથવા, જો. (સંસ્કૃત અગુર, એ શબ્દમાંથી નીકળેલો છે.)

અંગાર, (પુ.) અંગારો. ૨ મંગળ નામનો ગ્રહ.

અગિયારી, (સ્ત્રી.) અગ્નિનું મંદિર; પારસિયોની આતસબેહેરામ પુજવાનીજગા. (સંસ્કૃતમાં અગ્ન્યગાર—અગ્નિ, અગાર અથવા આગાર—ઘર.) ૨ અંક, ૧૧ ને ૧૧ નો ગુણાકાર બતાવે છે. (ઉ.) અગિયારી અગિયારી એકવીસુંશો.

અગ્નિ, સં (પુ.) કોઈ પદાર્થમાં ગરમી અથવા તેજનીકળતું માલમ પડે છે તે, દેવતા. ૨ એક દેવનું નામ. ૩ પૃથ્વીની દક્ષિણ પૂર્વ દિશાની વચમાંનો ભાગ. (અગ્નિ કોણ) ૪ ત્રણની સંખ્યાનો સંકેત, અગ્નિ ૩ છે માટે-(સૂર્ય, ચંદ્ર ને અગ્નિ.) ૫ (ન.) એ નામનું પુરાણ.

અગ્રજ, સં. (પુ.) મ્હોટો ભાઈ. ૨ બ્રાહ્મણ.

અઘોરી, (નિ.) અઘોર પંથમાં જનાર. ૨ દુષ્ટ, ઘાતકી ૩ ગંદું, જંગલી, મેલું.

અચળ, સં. (ત્રિ.) ચાલી ન શકે અથવા ફેરવાઈ ન શકાય એવું. ૨ (પુ.) પર્વત.

અજ, સં. (પુ.) બકરો. ૨ બ્રહ્મદેવ. ૩ વિષ્ણુ. ૪ મદન, કામ. ૫ રઘુરાજાનો દીકરો.

**અંજન,** સં. (પુ.) પશ્ચિમ દિશાનો હાથી. ૨ નેત્ર શોધક કાજળ વગેરે, આંઝણ.

**અજા,** સં. (સ્ત્રી.) બકરી. ૨ માયા. ૩ જગતની મિથ્યાવસ્થા.

**અજિત,** સં. (પુ.) જીતાય નહીં તેવો. ૨ ઇશ્વર. ૩ શ્રાવક લોકોનો ચોવીસમાંનો બીજો તીર્થંકર.

**અટક,** હિં. (સ્ત્રી.) અટકાવ, વારણ. ૨ ઓળખાઈ આવવા સારુ ગુણકર્મ ઉપરથી લોકમાં બોલાતું નામ, ઓડક, ઉપનામ. ૩ હિંદુસ્થાનની પશ્ચિમમાં સિંધુ નામની નદી.

**અટકાવ,** (પુ.) બંધન, રોકવું. ૨ ઋતુ દર્શન, દસ્તાન, રજો દર્શન.

**અટા,** સં. (સ્ત્રી.) પર્યટન, ભ્રમણ, મુસાફરી. ૨ મેડી, મ્હોલાત.

**અડાળી,** (સ્ત્રી.) લાકડાની અથવા ધાતુની ન્હાની કયરોટ. ૨ ભીતમાં જડેલાં પાટિયાં વગેરે.

**અડી,** (સ્ત્રી.) સોનીનું હથિયાર. ૨ (ક્રિ.) અડકી, સ્પર્શ કીધો.

**અણગળ,** (ત્રિ.) ઘણો, અપાર. ૨ લુગડાથી ગાળેલું નહીં તે. (સંસ્કૃત અનર્ગળ ઉપરથી)

**અણવર,** (પુ.) વાંઢો, નહીં પરણેલો. ૨ લગન થવા મળી તથા થતી વખત પણ વરની સાથેજ રહેનારો સોબતી, કુંવારો અથવા પરણેલો.

અગોઝો, (પુ.) અપવાસ, તેહેવાર. ૨ કામ ન કરવાનો દાહાડો, રજા હોય છે તે દાહાડો.

અંત, સં. (પુ.) પાર, છેડો. ૨ મ્હોત.

અંતર, (પુ.) ગુલાબ વગેરેનો કસ. ૨ આંતરો. ૩ માંહીં. ૪ તફાવત.

અતીત, સં. (અ.) રહિત, વિનાનું. ૨ (ત્રિ.) શિવની ભક્તિ કરનારા જોગીયોની એક જાત. ૩ ન્યાત બ્હાર.

અથડાવું, (ક્રિ.) બે વસ્તુનું જોરથી એક બીજા સાથે અફળાવું. ૨ રખડવું, ભમવું.

અદા, આ. (સ્ત્રી.) બજાવવું તે, અમલમાં લાવવું. ૨ કીનો, દુસ્મનાઈ. ૩ (પુ.) બાપ, ઘરડો આદમી. (કાઠિયાવાડમાં.)

અદૃષ્ટ, સં. (ન.) નસીબ, વિધાતરાના લેખ. (ત્રિ.) ન દેખાય તેવું.

અધ, સં. (અ.) નીચે. ૨ અરધું (અર્ધ.)

અધર, સં. (પુ.) ઓઠ, હોઠ. ૨ (અ.) નિરાધાર. ૩ નીચેનું. ૪ (ત્રિ.) અધમ.

અધવાલી, (સ્ત્રી.) સોનું જોખવાનું અરધા વાલ જેટલું તોલું તે. ૨ અરધી પાલી.

અનંત, સં. (પુ.) આકાશ. ૨ વિષ્ણુ, રુદ્ર, ઈશ્વર, બ્રહ્મ. ૩ અનંત ચૌદશને દાહાડે વિધિયે કરીને જમણે હાથે દોરો બાંધે છે તે. ૪ શેષનાગ.

૫ (ત્રિ.) અમર્યાદિ, અપાર. ૬ શ્રાવકનો એ નામનો ચોવીસમાંનો ચૌદમો તીર્થંકર.

અપક્ષ, સં. (ત્રિ.) પાંખ વિનાનું. ૨ સામાવાળું, ઉલટું. ૩ નિર્પક્ષપાત રીતે, ગેરતર્ફદારી.

અંબર, સં. (ન.) આકાશ. ૨ મગરના મ્હોમાં સુગંધી પદાર્થ નીકળે છે તે. ૩ લુગડું.

અંબા, સં. (સ્ત્રી.) માતા, મા. ૨. દેવીનું નામ.

અંબાવું, (ક્રિ.) કાંઈ પણ ખટાસ ખાવાથી દાંતને તેની અસર કેટલીક વાર સુધી રેહેવી તે. ૨ પ્હોંચવું. (ઉ.) હું તો ઉંચો અંબાતો નથી.

અબ્જ, સં. (ન.) કમળ. ૨ (ત્રિ.) સોકરોડની સંખ્યા.

અભંગ, (ન.) એ નામની કવિતા કરવાની એક રીત દક્ષણી લોકોમાં પ્રસિદ્ધ છે. ૨ (ત્રિ.) ભાંગેલું નહીં તે, આખું.

અભાવ, સં. (પુ.) ગેર હાજરી, ન હોવું તે, અસ્તિત્વ નહિ તે. ૨ નાશ. ૩ અરૂચિ, અપ્રીતિ.

અમર, સં. (પુ.) દેવતા. ૨ ચિરંજીવી, જેને મરવું નથી તે. ૩ (જુવો અંબર.)

અમલ, સં. (ત્રિ.) કચરા વગરનું, નિર્મળ. ૨ દોષ વિનાનું. ૩ આ. (પુ.) રાજ, રાજ્ય, અખ્તિયાર. ૪ કેફ, નિશો. ૫ અફીણ ૬ ભેરનેશો વખત, સુમય.

અમૃત, સં. (ન.) મોક્ષ, મુક્તિ. ૨ પાણી. ૩ યજ્ઞનું શેષ ૪ અમૃત, દેવોને પીવાનો મીઠો પદાર્થ કે જે પીધાથી ઘડપણ ને મોત આવતું નથી. ૫ માખણ. ૬ એક જાતની સુગંધવાળી વનસ્પતિ. ૭ પેર, જામફળ.

અયન, સં. (ન.) માર્ગ, રસ્તો. ૨ છ મહિના, અરધું વર્ષ. ૩ સૂર્યનું છ મહિના સુધી ફરવું તે (ઉત્તરાયન ને દક્ષિણાયન.)

અર્થ, સં. (પુ.) દ્રવ્ય, ધન. ૨ વસ્તુ. ૩ નિવૃત્તિ. ૪ પ્રયોજન. ૫ માયનો, સાર.

અર્ક, સં. (પુ.) સૂર્ય. ૨ આકડાનું ઝાડ. ૩ સ્ફટિક મણિ. ૪ ઇંદ્ર.

અર્ચા, સં. (સ્ત્રી.) પૂજા. ૨ પ્રતિમા, મૂર્ત્તિ. ૩ આખે કપાળે ચંદન અથવા કંકુ લગાડવું તે.

અર્જુન, સં. (પુ.) પાંડવનો ત્રીજો પુત્ર, કૃષ્ણનો સખા. ૨ (ત્રિ.) સફેત, ધોળું. ૩ (ન.) ઘાસ. ૪ એ નામનું ઝાડ જેને આંજણીયાનું ઝાડ કરી કેહે છે.

અર્ધાંગ, સં. (ન.) અરધું અંગ, શરીર. ૨ (સ્ત્રી.) પ્રિય

અલિ, સં. (પુ.) ભમરો. ૨ કાગડો. ૩ કોયલ. ૪ વીછી. ૫ એક જાતની કાળી મધમાંખી. (અ.) સ્ત્રી જાતને તેનું નામ લેવાની રીત ન હોવાથી બોલાવવાની રીત.

અવકાશ, સં. (પુ.) અંતર, પોલાઈ. ૨ ફુરસદ

નિવૃત્તિનો વખત. ૩ વાંચતાં લખતાં વિસાગો ખા-
વાની નિશાની તે.

અવગતિ, સં. (સ્ત્રી.) મુવા પછી નઠારી ગતિ થાય તે.
૨ પડતી હાલત. ૩ જ્ઞાન, બોધ.

અવતાર, સં. (પુ.) પરમેશ્વરનું દેહ ધારણ કરવું તે.
૨ જન્મવું, અવતરવું. ૩ પરમ ભક્ત.

અવધિ, સં (સ્ત્રી.) છેડો, સમાપ્તિ. ૨ મુદત, અંતર.
૩ અતિશય પણું.

અવર્ણ, સં. (ત્રિ.) રંગ વિનાનું. ૨ જાતિ વિનાનું.
(પુ.) અ તથા આ એ બે સ્વરો.

અવસાન, સં. (ન.) જોગવાઇ, સંધિ. ૨ છેડો, અંત.
૩ મોત. ૪ ટાંપ, અટકવાની બજાવામાં નિશાની
આડે છે તે. ૫ હદ, સીમા.

અવેજ, આ. (પુ.) બદલો. ૨ મિલકત.

અવ્યક્ત, સં. (ત્રિ.) ખુલું, દેખીતું. (પુ.) આત્મા, ઈશ્વર.
૩ સાંખ્યા, પર-બીજ ગણિતમાં. ૪ ધ્વનિ, અવાજ.

અવ્યય, સં. (ત્રિ.) જેનો નાશ નથી તેવું; અવિનાશી,
અમર. ૨. (વ્યાકરણમાં) જેને લિંગ વચન વિભક્તિ
વગેરે લાગતાં નથી તેવા શબ્દ.

અશોક, સં. (પુ.) નહીં જે શોક તે; સુખ; ચેન.
૨. એક ઝાડના ઝાડનું નામ. ૩ એક પ્રતાપી રાજા
અશોક પે થયો તેનું નામ.

અષ્ટાપદ, સં. (ન.) સોનું. ૨ જૈન લોકોના શાસ્ત્રમાં એ નામનો એક સોનાનો પર્વત છે, કે જેનાં આઠ પગથિયાં છે.
અસમાન, સં. (ત્રિ.) સરખું નહીં તેવું, ઓછું વત્તું. ૨ અલૌકિક. ૩ ફા. (ન.) આકાશ.

---

## ( આ. )

આંક, (પુ.) સંખ્યાની નિશાની, આંકડો-૧,૨,૩, વગેરે. ૨ ગણતરી, મૂળ સંખ્યા, ચોખ્ખો હિસાબ. ૩ નિશાનિ, ચિન્હ. ૪ આંક ચાળણી. ૫ (ધા.) આંકવાનો આશાબાચક ધાતુ; (ઉ.) આ ચોપડી આંક.
આંકડી, (સ્ત્રી.) ધાતુનો વાળેલો છેડો. ૨ વાળેલા છેડાની ધાતુની લાંબી વસ્તુ. ૩ પેટમાં અમળાવી ઉછાળો મારાવે એવી રીતનું દુખવું; ચૂંક. ૪ મરતી વખત શરીરને જે આંચકા આવે છે તે.
આંકડો, (પુ.) સંખ્યાની નિશાની. ૨ લેણ દેણ જમા ખર્ચનો તૈયાર કરેલો હિસાબ. ૩ વાળેલો ધાતુ વગેરેનો તાર.
આંકણી, (સ્ત્રી.) લીટી સીધી દોરવા માટે ધાતુની અથવા લાકડાની ગોળ અથવા ચપટી પટી, રૂલર. ૨ ઢાળ, (કવિતામાં,) ધ્રુક.

આકરું, (ન.) મોંઘું. ૨ વધારે ગરમ થયેલું. ૩ ઉતાવળું. ૪ વધારે દાઝી ગયેલું.
આંકવું, (ક્રિ.) કીમત ઠરાવવી. છાપ મારવી. ૨ સીટી દોરવી.
આકાર, સં. (પુ.) ડોળ, સુરત. ૨ દેખાવ. ૩ સુમાર.
આકાશ, સં. (ન.) જેમાં કંઈ નથી એવી પોલી જગા; પાંચમું મહાભૂત. ૨ જે આસમાની રંગનો અર્ધ ગોળ દેખવામાં આવે છે તે. ૩ હવા. ૪ શૂન્ય.
આગ, (સ્ત્રી.) અગ્નિ, લ્હાય. ૨ આવક, પરિણામ.
આંગળ, (ન.) આંગળી. ૨ માપ, મુઠ્ઠીનો ચોથો ભાગ. ૩ દમ એવી વેપારી લોકોની સમસ્યા છે.
આંચ, હિ. (સ્ત્રી.) ગરમી. ૨ નુકસાન, હરકત.
આટ, (પુ.) છાણાના ઢગલાને બાળીને રસોઈ થાય છે તે. ૨ હવાડું, (ઉ.) ડાળ આટ.
આંટ, (સ્ત્રી.) ગાંઠ, આંટી. ૨ વેર, કપટ. ૩ વટ ટેક. ૪ લેવડ દેવડ.
આંટી, (સ્ત્રી.) દોરાની ફેસ. ૨ કુસ્તીમાં (પગની આંટી મારવી.)
આડ, (પુ.) કપાળનું કારખાનું. ૨ (સ્ત્રી.) કપાળમાં શિરમામાં બિંદુ કરે છે તે. ૩ (ન.) એક જાતના બગલા જેવાં પક્ષી થાય છે.
આડી, (સ્ત્રી.) ઉભી નહીં પણ લાંબી બાજુ ઉપર મુકેલી ચીજ. ૨ હઠ, રીસામાં. ૩ કુસ્તીનો દાવ પેચ ૪ જારખાની આડી. ૫ હીલી. (સ્ત્રી વગેરે)

આણુ, (સ્ત્રી.) સમ. ૨ (ક્રિ.) લાવ. [સરે જવું.
આણું, (ક્રિ.) લાવું. ૨ બાપને ઘેરથી દીકરીનું સા-
આત્મા, સં (પુ.) દેહ, શરીર. ૨ યત્ન, કૃતિ. ૩ ધૈર્ય. ૪ બુદ્ધિ. ૫ શરીરનો સાક્ષી. ૬ સ્વભાવ. ૭ પરમાત્મા. ૮ મન. ૯ પરવ્યાવર્તન. ૧૦ અગ્નિ. ૧૧ સૂર્ય. ૧૨ દીકરો.
આની, (સ્ત્રી.) એક રૂપીયાનો અથવા હરેક બાબતનો સોળમો ભાગ. ૨ પાસેની વસ્તુનો સંબંધ દેખાડીને બોલવું (ઉ.) આની છત્રી. (આનો) એ (પુ.)
આપ, (ત્રિ.) તમે. ૨ હું. ૩ (ન.) તેજ, ચળકાટ (ઉ.) મોતીનું આપ, હીરાનું આપ. ૪ પાણી. ૫ (ક્રિ.) લાવ.
આભલું (ન.) આકાશ. ૨ આરસી. [મનો ભેગ.
આમ, (અ.) આ રીતે, આ પ્રમાણે. (પુ.) એ ના-
આમળું, (ક્રિ.) વાંકુ વાળું? ૨ (ન.) એ નામનું ખાટું નાહાનું બોર જેવડું ફળ.
આય, (પુ.) લાભ, આવદાની. ૨ (સ્ત્રી.) હિંમત, શક્તિ. ૩ (ત્રિ.) આ. (પારસીઓમાં.)
આર, (સ્ત્રી.) લાકડા વગેરેમાં બેસાડેલી લોહોડા વગેરેની ઝીણી તથા ન્હાની સળી. ૨ (પુ.) આહાર, ખોરાક.
આરો, (પુ.) નદીનો એક બાજુનો કાંઠો. ૨ છેડો, પાર. ૩ આર એ શબ્દનું બહુ વચન.

આલ, (ન.) એક જાતના ઝાડનું નામ. ૨ (ક્રિ.) આપ. ૩ (પુ.) નુકસાન, આંચકો.

આલું, (ક્રિ.) આપું. ૨ (ન.) એક જાતનું ફળ. ૩ લીલું (ઉ.) આ ચામડું આળું છે.

આવતું, (ક્રિ.) હરેક ચીજની અથવા માણસની પાસે જવું તે. ૨ ગરમીથી મ્હોડું પાકે છે તે.

---

## ( ઈ. )

ઈંડું, (ન.) પક્ષી આદિ જીવો બચ્ચાં જણે છે તેની પ્હેલી અવસ્થા. ૨ દેરાનું શિખર, કળશ.

ઈશ, (પુ.) પરમેશ્વર ધણી. ૨ (સ્ત્રી.) ખાટલાની ઊભી લાકડી.

---

## ( ઉ. )

ઉકરડો, (પુ.) ખપિયા ભાગ પ્રમાણે કોઈ પાસેથી રૂપિયા એક ચીજ લેવા જવી ને તેનું નાણું એકદમ ભરવું તે. ૨ કચરાનો ઢગલો.

ઉકળવું, (ક્રિ.) વંચાતું સૂઝવું. ૨ ઉભરાવું. દરેક પ્રવાહી વસ્તુનું ગરમ થવું.

ઉઠવું, (ક્રિ.) ઉભા થવું. ઉંચા થવું. ૨ જાગવું. ૩ ઉત્પન્ન થવું.

ઉંડો, (પુ.) ઘણા હાથ નીચો ખાડો. ૨ અભિપ્રાય ન [જણાવનાર.

ઉત્તર, (ત્રિ.) ૪ માંની ૧ દિશા. ૨ (પુ.) જવાબ. ૩ પાછળનો ભાગ.

ઉતરવું, (ક્રિ.) ઉપરથી નીચે આવવું. ૨ મુસાફરીમાં કોઇને ઘેર જવું તે. ૩ ઓછું થવું.

ઉતાર,(પુ.) નદીના અથવા દરિયાના પાણીનું ઓછું થવું તે. ૨ ભૂતપ્રેત વગેરે કાહાડવા સારૂ કોઇને માથે ઉતારેલું ધાન લીંબુ વગેરે જે બજારમાં મુકી જાય છે તે.

ઉતારવું, (ક્રિ.) હરેક ચીજને કોઇ ઠેકાણેથી ઉતરે તેમ કરવું. ૨ એક ઉપરથી બીજી નકલ કરવી.

ઉતારો, (પુ.) નકલ. ૨ મુસાફરીમાં કોઇને ત્યાંહાં થોડા દાહડા રેહેવું તે. ૩ ઉતાર (બીજા અર્થમાં.)

ઉથલો, (પુ૦) કોઇયે કહ્યું તેનો ઉત્તર વાળવો તે. ૨ કવિતામાં, રાગમાં જે ચરણ અથવા તુક ફરીફરી બોલવી પડે છે તે.

ઉદાસી, (સ્રી.) દિલગીરી. ૨ (પુ.) એક ધર્મનો મત.

ઉંબરો, (પુ.) ઘરમાં બારણાની નીચે જે ઉંચો ન્હાનો સરખો લાકડાનો અથવા પથ્થરનો કકડો હોય છે તે. ૨ એ નામનું ઝાડ.

ઉલટી, (સ્રી.) વિરૂદ્ધ. ૨ વમન, ઓકારી.

---

## ( ઓ. )

ઓઝા, (ત્રિ.) બ્રાહ્મણની એક ઓડક. ૨ (પુ.) કુંભાર. ૩ લાકડાના બારા–ઓગ્રો.

ઓટું,–(ન.) નમુનો. ૨ દેખાવો. ૩ બીબું.

ઓર, (સ્ત્રી.) લોહી નેસ વગેરેનો ગઠ્ઠો ગર્ભ બાહાર નીકળ્યા પછી નકામો થઈ પડેથી બાહાર આવે છે તે. ૨ (ક્રિ.) ઉકળતા પાણીમાં અન્ન નાખવું તે (ઉ.) દાળ ઓર, ભાત ઓર. ૩ (હિં. અ.) બીજું.

ઓરી, (સ્ત્રી.) એક જાતની ન્હાની શીતળાનો રોગ. ૨ (ક્રિ.) ઊકળતા પાણીમાં અન્ન નાખ્યું તે. (ઉ.) દાળ ઓરી. સ્ત્રીલિંગે.

ઓળ, (સ્ત્રી.) પંક્તિ. ૨ (ક્રિ.) વાળ કાંકસીથી સાફ કરવા તે. (ઉ.) માથું ઓળ. ૩ હરેક તકરારથી બીજા કરાનો વિશ્વાસ ન આવતાં કોઈ કામ બદલે માણસ ઘરાણે મુકવું તે.

ઓલવવું, (ક્રિ.) દેવતા અથવા આગ અથવા દીવો બુઝાવવો તે. ૨ થાણી બેસવું, કોઈની થાપણ વગેરે (ઓળવવું.)

ઓળો, (પુ.) લીલા ચણા સેકેલા હોય તે. ૨ (ક્રિ.) કાંકસીથી વાળ સાફ કરવા. (ઉ.) માથું ઓળો. ૩ છાયા, પડછાંયો.

## ( ક. )

કચ, (પુ.) બકવા. ૨ (સં.) ચોટલો.
કચરો, (પુ.) નકામી ધૂડ વગેરે ઘરમાંથી કાહાડી નાખી દે છે તે. ૨ (ક્રિ.) દાબવું. (ઉ.) પગ કચરો.
કચ્છ, (પુ.) ગુજરાતની વાયવ્ય દિશામાં દેશ છે તેનું નામ. ૨ (સં.) કછોટો, કાછડી. ૩ કાચબો. ૪ દસ અવતારમાંનો બીજો.
કંટાળો, (પુ.) થોર. ૨ અકળામણ.
કડક, (ત્રિ.) અપક્વ. ૨ સોમ. ૩ કંકણ. ૪ (ન.) મીનું પાણી. ૫ કાનનું ઘરેણું.
કડલી, (સ્ત્રી.) રૂપાની હાથમાં પેરવાની. ૨ બાંડી નામ.
કડિયો, (પુ.) ચણનારો. ૨ (સ્ત્રી.) કડી શબ્દનું બહુ વચન.
કડી, (સ્ત્રી.) ધાતુની વાળેલી ગોળ ચીજ. ૨ છાસ તથા લોટની બનાવેલી ચીજ. ૩ ટુક, કવિતામાં. ૪ (ન.) એ નામનું ગુજરાતમાં ગામ છે.
કંઠ, (સં.) (પુ.) ગળું. ૨ સ્વર, અવાજ.
કંઠમાળ, (સ્ત્રી.) ગળાની માળા. ૨ ગળા ઉપર થતો રોગ.
કન્યા, (સં.) (સ્ત્રી.) કુંવારી દીકરી. ૨ રાશીનું નામ.
કપોલ, (ત્રિ.) વાણીયાની એક જાત. ૨ (સં.) (ન.) ગાલ.
કમળ, (ન.) એ નામનું ફુલ. ૨ ગર્ભસ્થાન.
કમળો, (પુ.) એ નામનો રોગ. ૨ (ન.) કમળ શબ્દ બહુ વચને.

કમોદ, (સ્ત્રી.) ભાત, ચોખા. ૨ કલ્યાણ રાગનો એક ભેદ. ૩ કુમુદ.
કર, (સં.) (પુ.) હાથ. ૨ વેરો. ૩ કીરણ. ૪ (ક્રિ.) ક્રિયા કરવી.
કરડો, (પુ.) આંગળીની વીટી. ૨ કડુણ, તીખો.
૩ (ક્રિ.) ખાવું. (ઉ.) આ ચીભડું કરડો.
કરતાં, (અ.) મુકાબલો કરતી વખત બોલાતો શબ્દ, (ઉ.) આ કેરી કરતાં આ કેરી સરસ છે. ૨ પચમી વિભક્તિનો પ્રત્યય વખતે થાય છે, (ઉ.) વિદ્યા સર્વ કરતાં ઉત્તમ (સર્વથી ઉત્તમ.) ૩ છતાં, પણ, (ઉ.) હું દ્રવ્ય આપુંછું તેમ કરતાં નહીં જાઓ તો તમારા નસીબ (તેમ છતાં.) ૪ (ધા.) કરતી વખત.
કરમ, (ન.) નસીબ. ૨ કામ. (સં. કર્મ) ૩ પેટમા લાંબું જીવડું પડે છે તે. (સં. કૃમિ)
કરાર, (પુ.) બંદોબસ્ત, કબુલાત. ૨ આરામ, નીરાંત.
કરી, (સ્ત્રી.) પથ્ય. ૨ (ક્રિ.) ક્રિયા કીધી. (ઉ.) રસોઈ કરી.
૩ (સં.) (પુ.) હાથી.
કરો, (પુ.) ઘરની બાજુની ભીતનું નામ. ૨ આકાશમાંથી થંડો પાણીનો જામેલો કકડો પડે છે તે.
૩ બહુ વચને કર. ૪ (ક્રિ.) ક્રિયા કરવી, (ઉ.) કામ કરો.
કરોડ, (પુ.) વાસાનો વચમાંનો હાડકાંનો ભાગ.
૨ (વિ.) સંખ્યા સો લાખ.
કરોળીયો, (પુ.) એ નામનો જીવડો. ૨ એ નામનો રોગ,-કરોળીયાની લાળ ખાવામા આવેથી થાય છે.

કળ, (સં. પુ.) મધુર ગાવું તે. ૨ (સ્ત્રી.) તાળાનો સંચો.
૩ એકદમ મૂર્છા આવી જાય છે તે. ૪ ખબર.
કલમ, (સ્ત્રી.) લેખણ. ૨ રકમે રકમ. (પેરેગ્રાફ.)
૩ ઝાડની ડાળીમાંથી રોપ કાહાડવાની રીત.
૪ ભાષા. ૫ (ક્રિ.) કાપવું. (કલમ કરવું)
કજંડિયો, (પુ.) વાસની સળીનો ડાબલો. ૨ શૂદ્રની
• જાતિ હાથે પેરવાનું ઘરાણું.
કળી, (સ્ત્રી.) વગર ખીલેલું ફૂલ. ૨ અંગરખાનો ભાગ.
૩ (પુ.) ચોથો યુગ. ૪ (સ્ત્રી.) સેવ, ખાવાની.
૫ (ન.) કથીર. ૬ (પુ.) ચૂનો. ૭ (ક્રિ.) સ્ત્રી લિંગે
જાણવું (ઉ.) હું એ વાત કળી ગયો. ૮ કરી જવું
(ઉ.) હાથ ટાઢથી, અથવા બરફથી કળી ગયો.
કવચ, સં. (ન.) બખતર. ૨ કૌવચ, ખુજલી આવે
એવો વેલો. [વિગેરેનો બંધ.
કસ, (પુ.) તત્વ, સત્વ. ૨ (સ્ત્રી.) અંગરખા કાંચળી
કસબ, (પુ.) ધંધો, રોજગાર. ૨ સોના રૂપાનો તારો
વણેલો. ૩ વેશ્યા, પાતરનો નીચ ધંધો. ૪ હરેક ધંધો.
કસર, (સ્ત્રી.) ઓછપ, ઘટારો. ૨ માંદગી. ૩ લોભ.
કંસારી, (પુ.) શ્રી કૃષ્ણ. ૨ (સ્ત્રી.) એ નામનો કીડો.
૩ કંસારાની સ્ત્રી.
કસુંબો, (પુ.) લુગડાં-રંગવાનો રંગ. ૨ અફીણનું પાણી.
• કાકડી, (સ્ત્રી.) એક જાતનું લાંબું ફળ. ૨ ચીથરાની
વળ દઈ બનાવેલી બત્તી, સળગાવાની.

કાકડો, (પુ.) ચીથરાની વળ દઈ બનાવેલી મ્હોટી કાકડી તે. ૨ ગળાની આગળ માંસનો લોચો છે તે.
કાકા, (પુ.) કાગડાનો સ્વર. ૨ બાપનો ભાઈ. ૩ કોઈપણ ઘરડા પુરૂષને બોલાવે છે તે. ૪(ફા.)ગુલામ.
કાગદી, (પુ.) કાગળ વેચનાર. ૨ (ત્રિ.) ઉત્તમ પદાર્થ (ઉ.) કાગદી એળચી, કાગદી બદામ.
કાજુ, (પુ.) એક જાતનો મેવો. ૨ (ત્રિ.) સારૂં.
કાટ, (પુ.) લોહોડું અથવા પીતળમાં પાણી અથવા ભીનાસ રહેવાથી તે ઉપર જે લાલ રંગનો થર રહે છે તે. ૨ લાકડાં.
કાટલું, (ન.) જોખવાનાં વજન. ૨ સુવાવડી બાયડીને ખવડાવવાનું તેજાનું. ૩ નુકસાન, ઓછું કરવું તે.
કાંટો, (પુ.) ઝાડની ડાળીમાંથી અણીદાર સૂયા જેવો ફણગો ફૂટી નીકળે છે તે. ૨ સ્ત્રીને નાકમાં પેરવાનું સોના મોતીનું ઘરાણું. ૩ જોખવાનો સામાન, ત્રાજવું. ૪ ઘડીઆળના કાંટા (ઉ.) મીનીટ કાંટો, અવર કાંટો. ૫ પીછી, ભમરી વગેરેનો કરડવાનો ડાંડો. ૬ માંસ ખાવાનું હથિયાર. ૭ હરેક હરકત કરતું માણસ. ૮ વાંસાની કરોડ. ૯ ઘોડાને મારવાનો પગની પેનીમાં ભરાવેલો ખીલો. ૧૦ તાળો મેળવતી વખત × આવું ચિન્હ કરે છે તે. ૧૧ જોર, બળ, કસ.
કાઠી, (સ્ત્રી.) લાકડી, દાંડી. ૨ બારણાના લાકડાની

કોશ, (પુ.) સર્વ નામઅર્થ સંગ્રહ. ૨ દેહમાં પાંચ કોશ છે તે. ૩ ભંડાર, ખજાનો. ૪ કુવામાંથી પાણી કાઢવાનો ચામડાનો મ્હોટો કોથળો. ૫(સ્ત્રી.) માટી ખોદવાનું લોહડાનું હથિયાર. ૬ (પુ.)ગાઉ. ૭ કમળનો ડોડો.
ક્ષય, સં. (પુ.) નાશ. ૨ રોગ. ૩ સાઠમો સંવત્સર.
ક્ષેત્ર, સં. (ન.) ખેતર. ૨ જાત્રાનું ઠેકાણું.

---

## ( ખ. )

ખંડ,, (પુ.) પૃથ્વીનો મ્હોટામાં મ્હોટો ભાગ. ૨ કડકો. ૩ પ્રકરણ. ૪ કાળું સુતર રેશમી કોરવાળું લુગડું, ચોળીખંડ.
ખડકી, (સ્ત્રી.) ઘરની આગળની જગા તથા દરવાજો. ૨ (ક્રિ.) ગોઠવવું, (ઉ.) પેટી ખડકી.
ખડીયો, (પુ.) દવાત, સાહીનું વાસણ. ૨ બ્રાહ્મણને ભીખ માગી રાખવાનો બે મ્હોડાવાળો કોથળો. ૩ એક જાતનો ખાર.
ખપ, (પુ.) વેચાણ. ૨ જરૂર.
ખરડો, (પુ.) રદિયો, પહેલી નકલ. ૨ ઉઘરાણાની ટીપ. ૩ કાંઇ ઔષધનું શરીર ઉપર લગાડવું તે.
ખરી, (સ્ત્રી.) ગાયના પગની તળી. ૨ સાચી. ૩ (સ્ત્રી.) નીચે પડી. (ઉ.) ધુડ ખરી.

ખરૂં, (ન.) સાચું. ૨ આકરૂં, તપી ગયેલું. ૩ (ક્રિ.) નીચે પડવું, ખરી પડવું તે. ૪ પાકું લોહું.
ખરો, (પુ.) સાચો. ૨ ખર બહુવચને.
ખલ, (સ્ત્રી.) ઔષધ ઓગ્ણા પરતવાની પથ્થરની કુંડી. ૨ (પુ.) લુચ્ચો. ૩ પોલાયલા તલનો કુચો. (ખળ)
ખસ, (સ્ત્રી.) એક જાતનો રોગ. ૨ વાળો સુગંધી. ૩ (ક્રિ.) ખસવું, (ઉ.) આઘો ખસ.
ખસખસ, (સ્ત્રી.) અફીણના ફુલ નાંખી. ૨ (ક્રિ.) દૂર જા.
ખાખરો, (પુ.) એક જાતનું ઝાડ. ૨ પાતળો સેકેલો રોટલો.
ખાંડ, (સ્ત્રી.) એક જાતની સેરડીના રસમાથી પેદા થતી ચીજ. ૨ (ક્રિ.) ખાંડવું, (ઉ.) આ સોપારી ખાંડ એટલે કુટ.
ખાંડી, (સ્ત્રી.) વીસ મણનું વજન. ૨ જેમાંથી કંકુ થાય છે તે હળદરની ગાંઠો. ૨ (ક્રિ.) ખાંડવું, કુટવું, (ઉ.) સાકર ખાંડી.
ખાંડું, (ન.) એક જાતની તરવાર. ૨ (ક્રિ.) કુટવું (ઉ.) આ સાકર ખાંડું ?
ખાણુ, (ન.) જાનવરને ખાવા આપવાનું તે. ૨ જમીનમાં જેમાંથી સોનું રૂપું નીકળે છે એવા ખાડા.
ખાતર, (સ્ત્રી.) ગરજ, જરૂર. (ઉ.) તારી ખાતરને વાસ્તે. ૨ બર્દાસ્ત. ૩ પારકું ઘર ખોદીને ચોર ચોરી કરે છે તે. ૪ નિશ્ચય. ૫ કચરો, ખેતરમાં છાણ વગેરે નાખે છે તે.

ખાનું, (ન.) હિસાબ. ૨ બાબત, ભાગ, (ઉ.) ગામ ખાતું, શેહેર ખાતું. ૩ ખાય છે તે. (ઉ.) મોત સહુને ખાતું આવ્યું છે.
ખાનું, (ન.) જગા, (ઉ.) તોપખાનું, મોદીખાનું. ૨ નાહાના પેટી તથા ટેબલના ભાગ.
ખાપણ, (ન.) ખોડ, બે ડોળ પણું. ૨ મુવેલા માણસને લુગડું ઓઢાડે છે તે.
ખાર, (પુ.) ખારો પદાર્થ. ૨ દ્વેષ.
ખારો, (પુ.) ઉસ, રણમાંથી નીકળે છે તે ધોવાના કામમાં આવેછે. ૨ તીખો (સ્વભાવનો.) ૩ ખાર (બહુ.)
ખાલ, (સ્ત્રી.) ચામડી. ૨ મોચી. ૩ (ક્રિ.) પકડવું, રોકવું.
ખાલી, (સ્ત્રી.) પગ અથવા હાથ વગેરે અવયવ એક ને એક ઠેકાણે રહી જવાથી જે તેમાં નછૂવી અવસ્થા ઉત્પન્ન થાય છે તે. ૨ (વિ.) જેમાં કાંઈ નથી તે પદાર્થ. ૩ વૃથા.
ખીર, દુધ તથા ચોખાથી બનેલું પકવાન. ૨ હરેક પ્રવાહી દુધ જેવો સફેત તથા જાડો પદાર્થ.
ખીલ, (પુ.) અંગ ઉપર કાંટા જેવા ફોડા થાય છે તે. ૨ ઘંટીનો નીચેનો ટેકો, આપનાર લાકડાનો કડકો. ૩ (ક્રિ.) ખીલવું, ફુલવું. (ઉ.) "કળિ ગુલાબની, ખીલિ તું હવે" ૪ ખીલવું એટલે સીવવું. (ઉ.) આ ચોફાળ ખીલ એટલે વચમાં દોરો નાખ.
ખીલવું, (ક્રિ.) સીવવું. ૨ ફુલવું, ફુલવગેરેનું,

ખીલો, (પુ.) લોઢાની મેખ. ૨ (ક્રિ.) ફુલનું ખીલવું, ૩ સીવવું. ૪ ખીલ શબ્દ બહુવચને.
ખેર, (પુ.) કુશળ. ૨ લાકડાની જાતી. ૩ (ક્રિ.) ખેરવવું, (ઉ.) ફૂલ ખેર.
ખેલ, (પુ.) રમત, દાવ. ૨ (સ્ત્રી.) ચોખાની ચોટાડવાની ખેળ.
ખો, જુવો એકાક્ષરી કોરા.
ખોખું, (ન.) શીકારેલી હુંડી. ૨ લાકડાની પેટી. ૩ શરીરનું પિંજર. ૪ ચોકઠું. ૫ ખાલી, પોલું.
ખોજો, (પુ.) નપુંસક, હીજડો. ૨ મુસલમાનની જાત.
ખોટ, (સ્ત્રી.) ભુલ, ચુક. ૨ વેપારમાં નુકશાન.
ખોટી, (સ્ત્રી.) ભુલવાળી, નકામી. ૨ રોકાણ.
ખોડ, (સ્ત્રી.) ખાપણ. ૨ (ક્રિ.) ખોડવું. (ઉ.) વાંસ ખોડ.
ખોળ, (પુ.) ગામ, ખળધ વગેરેને પીલેલાતલના કુચા ખવાડે છે તે. ૨ પોલાઇ. ૩ તળાઈ વગેરેની સીવેલી કોથળી. ૪ સોધ, તપાસ.
ખોળો, (પુ.) પલાંઠી ઉપરની બાજુ. ૨ (ક્રિ) સોધો. ૩ તળાઈની ખોળ બહુ વચને.
ખોસો, (ક્રિ.) ખોઈ નાખસો. ૨ છેડો વગેરે ખોસવું તે.

---

## ( ગ. )

ગજ, (પુ.) હાથી. ૨. ૨૪ તસુ. ૩ લોઢાની અથવા લાકડાની લાકડી ૨૪ તસુની.

ગડ, (પુ.) કોટ, કિલ્લો. ૨ (ન.) ગુમડું.

ગણ, (પુ.) ગુણ. ૨ સમૂહ. ૩ કવિતા રચવાનાં માપ (ઉ.) ભગણ, મગણ વગેરે. ૪ (ક્રિ.) ગણવું (ઉ.) આ રૂપિયા ગણ.

ગણિકા, (સં.) (સ્ત્રી.) ફુલની ૧ જાત, જુઈ. ૨ વેશ્યા. ૩ હાથણી.

ગત, (સ્ત્રી.) અવસ્થા. ૨ રીત, ચાલ, (ઉ.) ઠગગત, વાણિયા ગત. ૩ ગતિ. ૪ સં. (ત્રિ.) ગયેલું, (ઉ.) હસ્તગત, અંતર્ગત.

ગતિ, (સ્ત્રી.) હાલચાલ. ૨ અવસ્થા ૩ મરવા પછી થતી અવસ્થા. ૪ વેગ.

ગંધ, (સં. પુ.) વાસ, સુગંધ. ૨ હર્ષ. ૩ લેશ. ૪ સંબંધ. ૫ ગર્વ ૬ (મ.) ટીલું. [ગંમ ખાવી.

ગંમ, (સ્ત્રી.) ખબર. ૨ મલમ. ૩ સહન કરવું તે. (ઉ.)

ગરજી, (પુ.) ગરજ વાળો. ૨ શ્રાવકનો ગોર.

ગરાસ, (પુ.) કોળીયો. ૨ જમીનદારી.

ગર્ભ, (પુ.) સ્ત્રીના પેટમાં બાળકની ઉત્પત્તિ તે. ૨ હરેક ચીજનો ગર, અંદરનો ભાગ.

ગળ, (સ્ત્રી.) માછલી પકડવાની આંકડી. ૨ (પુ.) મીઠો ખાવાનો પદાર્થ, ગોળ. ૩ (ક્રિ.) પેટમાં ઉતારવું તે (ઉ.) આ ગોળી ગળ. ૪ પાણી છાણવાનુ (ઉ.) પાણી ગળ. ૫ (ન.) એક ઝાડ જેમા લીલાં પીળાં લાલ ફુલ થાય છે, (ગલ.) ૬ ઘણા માણસ મળી પારકી નિંદા કરે તે (ગલ્લ) કુટાય છે એમ કેહેછે. ૭ (સં.) ગળાનો નરડો.

ગળવું, (ક્રિ.) ટપકવું, ટીપે ટીપે પડવું. ૨ પેટમાં ઉતારવું. ૩ હરેક પ્રવાહી પદાર્થ છાંણવો તે. ૪ ઓછું થવું. ૫ પીગળવું.

ગળી, (સ્ત્રી.) કાળા રંગનો પદાર્થ જેથી લુગડું રંગાય છે તે. ૨ મીઠી ચીજ. ૩ (ક્રિ.) ગળવું એ શબ્દ જુવો.

ગળું, (ન.) કંઠ. ૨ સ્વર, અવાજ. ૩ હરેક વાસણનો ઉપરનો સાંકડો ગળા જેવો ભાગ. ૪ (પુ.) મીઠાં સ્વાદ વાળું. (ગળ્યું) ૫ (ક્રિ.) ગળવું એ શબ્દ જુવો.

ગળો, (સ્ત્રી.) ઓષધીનું નામ. ૨ (પુ.) મીઠા સ્વાદ વાળી ચીજ. (ગળ્યો) ૩ (ક્રિ.) ગળવું એ શબ્દ જુવો.

ગા, જુવો એકાક્ષરી કોશ.

ગાંઠ, (સ્ત્રી.) કોઇ પણ પદાર્થની એમાં આંટી પડવી તે. ૨ શરીરમાં થતો રોગ. ૩ ગાંસડી, પાસેની મિલકત. ૪ સંપ.

ગાંઠિયો, (પુ.) ચણાના લોટનો ખાવાનો પદાર્થ થાય

છે તે. ૨ હરેક ચીજનો વાળેલો જરા લાંબો પદાર્થ-(ઉ.) હળદરનો ગાંઠિયો. ૩ લુચ્ચો.

ગાડી, (સ્ત્રી.) સકટ, ભાર લઈ જનારૂં વસ્તુ. ૨ ધણી.

ગાથા, (સ્ત્રી.) કવિતામાં, તુક. ૨ વાત. ૩ આર્યા, કવિતામાં.

ગાભો, (પુ.) કોઈ પણ ચીજનો વચમાંનો પોચો તથા પોલા જેવો ભાગ. ૨ પાગડીનું બોતાનું.

ગાયત્રી, (સં.) (સ્ત્રી.) વેદનો એક મંત્ર. ૨ ખેરનું ઝાડ.

ગાલ, (પુ.) મ્હોની બે તરફની ડાબી જમણી બાજુ. ૨ (સ્ત્રી.) ગાળ, નઠારૂં બોલણ. ૩ (ક્રિ.) ગળવું જુવો. ૪ નીચે બેસી ગયલો ભાગ.

ગાળો, (પુ.) કેટલીક જગાનો ભાગ. ૨ સ્ત્રીને પ્હેરવાનું રેશમી કપડું. ૩ વખત, (ઉ.) કેવી ગાળો. ૪ જુવો ગળવું. ૫ ગાળ, બહુ વચને.

ગુજરી, (સ્ત્રી.) એક જાતનું સ્ત્રીને પ્હેરવાનું ઘરાણું. ૨ સાંઝની વખતે શેહેરોમાં બજાર ભરાય છે તે. ૩ (ક્રિ.) ગયેલી, થઈ ગયેલી, (ઉ.) ગુજરી વાત સંભાળવી નહી. ૪ (સ્ત્રી.) ગુજરાતી.

ગુજરીજવું, (ક્રિ.) મરી જવું. ૨ વખત જવો.

ગુણ, (સં.) (પુ.) સત્વ, રજ, તમ. ૨ લક્ષણ. ૩ રસોયો. ૪ ધનુષની દોરી. ૫ ઇંદ્રિય. ૬ ત્યાગ. ૭ દાન. ૮ આવૃત્તિ. ૯ ફાયદો. ૧૦ સારૂ આચરણ.

૧૧ મ્હોટી ગુણપાટની કોથળી. ૧૨ દોરો. ૧૩ (ક્રિ.) ગુણાકાર કરવો (ઉ.) સાતને સાતે ગુણ.
ગુરૂ, (સં.) (પુ.) શિક્ષક, ધર્મોપદેશ કર્ત્તા. ૨ બૃહસ્પતિ ૩ મ્હોટો. ૪ પિંગળમાં, લઘુતથા ગુરૂ હોય છે તે, ગુરૂ બે માત્રાનો થાય છે. ૫ બાણ.
ગેરૂ, (પુ.) લાલ ચાક. ૨ શિયાળામાં ખેતરમાં હીમ પડે છે તેને ગેરૂ પડયો એમ કેહેછે. [કેહેવાનું
ગોદી, (સ્ત્રી.) ખોળો. ૨ દરિયા કાંઠે વ્હાણ બનાવાનું
ગોધલો, (પુ.) વિના નોતરે નાતમાં જમવા જનાર પુરૂષ. ૨ વૃષણ કાપેલો બળધ. ૩ છાજલી,
ગોપ, (પુ.) ગળાનું ઘરાણું. ૨ ગાયોને ચરાવનાર.
ગોર, (પુ.) હરેક નાતમાં ઠરાવેલો મુખ્ય તેનો ગુરૂ અધ્વારૂ. ૨ છાણાનો ભુકો.
ગોરી, (સ્ત્રી.) સ્ત્રી, ઓરત. ૨ સફેદ રંગની.
ગોળ, (પુ.) ખાવાનો સેરડીમાંથી નીપજતો મીઠો પદાર્થ. ૨ (વિ.) ખુણા વિનાનું. ૩ ગોળો (ઉ.) ભૂગોળ, ખગોળ.
ગોળી, (સ્ત્રી.) પાણી ભરવાની મ્હોટી માટલી. ૨ બંધુકમાં ગોળ સીસા વગેરેની નાખે છે તે. ૩ ઓસડની ન્હાની ગોળી વાળે છે તે. ૪ દાસી અથવા કજીયાખોર સ્ત્રી. (ગોલી.)
ગોળો, (પુ.) પાણી ભરવાનું માટીનું મ્હોટું વાસણ. ૨ તોપમાં નાખે છે તે. ૩ ગોળ પદાર્થ. ૪ ગપ.

૫ હરેક પદાર્થનો વાળીને કરેલો નકર અથવા પોલો ગોળ આકાર. ૬ ચાકર, ગુલામ, (ગોલો.) ૭ ગોળ એ શબ્દનું બહુ વચન.

ગોવિંદ, (સં.) (પુ.) વિષ્ણુ. ૨ શ્રીકૃષ્ણ. ૩ ગાય ચરાવનાર. ૪ બૃહસ્પતિ.

---

## ( ઘ. )

ઘટ, (પુ.) ઘડો. ૨ (ન.) અંતઃકરણ. ૩ જાડું. (ઉ.) દુધ ઘણું ઘટ છે. ૪ (સ્ત્રી.) ઘટારો, ઓછું.

ઘટવું, (ન.) લાયક; યોગ્ય. ૨ ઓછું થવું, (ઉ.) દિન દિન ઘટતું જોર.

ઘંટ, (પુ.) દેવળમાં વગાડવાનો મ્હોટો ઘંટ હોય છે તે. ૨ મ્હોટી લોટ દળવાની ઘંટી.

ઘંટા, (સ્ત્રી.) ન્હાનો ઘંટ. ૨ ખાલી, કાંઈ નથી તે (ઉ.) હવે ઘંટા બાકી છે ! ૩ (પુ.) કલાક.

ઘડી, (સ્ત્રી.) સાઠ પળ. ૨ લુગડાની સંકેલણી. ૩ કુવામાંથી ઘડમાળે પાણી કાહાડે છે તે. ૪ ઘડીયાળ. ૫ (ક્રિ.) બનવું (ઉ.) એ વાત એમ ઘડી. ૬ આકારમાં લાવવું (ઉ.) લોટી ઘડી.

ઘડો, (પુ.) મૃત્તિકાદિકનું વાસણ. ૨ (ક્રિ.) ઘડવું, (ઉ.) આ વાસણ ઘડો.

ઘન, (સં.) (પુ.) વર્ષાદ. ૨ (ત્રિ.) ઘોર, ઘણું જાડું. ૩ કઠણ.

ઘરબારી, (પુ.) ઘર બાર વાળો. (સ્ત્રી.) ઉજેણી.

ઘસારો, (પુ.) ઘસાઈ ગયું તે. ૨ ખોટ–વેપારમાં, નુકસાન.

ઘા, (પુ.) જુવો એકાક્ષરી કોશ.

ઘાટ, (પુ.) પર્વતની હાર. ૨ નદી અથવા તળાવ ઉપર પથ્થરની બાંધેલી આડી વગેરે. ૩ ઘરાણું. ૪ આકાર. ૫ ઝેરામી લુગડું. ૬ વિચાર.

ઘાયલ, (ત્રિ.) જેને ઘાવાગ્યો હોય તે. ૨ શોખી, સમજૂ. (ઉ.) એ ચિત્તમાં ઘાયલ છે,

ઘાલ, (સ્ત્રી.) જમનારાની હાર. ૨ (ક્રિ.) નાખવું, (ઉ.) પાગડી ઘાલ.

ઘાલવું, (ક્રિ.) કોઈ ચીજમાં કોઈ ચીજ પેસાડવી તે. ૨ લઈને પાછું ન આપવું તે.

ઘાસ, (ન.) ખડ. તૃણ. ૨ (પુ.) ઘસારો.

ઘુંટવું, (ક્રિ.) ઓખડ વગેરે ખરલમાં વાટવું તે. ૨ ક્રિતા ઉપર અક્ષરવાળે છે તે.

ઘુંટી, (સ્ત્રી.) પગની ખીલી. ૨ (ક્રિ.) ઘુંટવું, (ઉ.) ભાંગ ઘુંટી.

ઘેર, (પુ.) ઘેરાવ. ૨ (ન.) ઘર.

ઘેરો, (પુ.) કોઈ લશ્કરનું એક ગામની આસપાસ કબજે કરી લેવાં માટે ફરી વળવું તે. ૨ રંગમાં, ઘેરો કાળો, ઘેરો ગુલાબી. ૩ ઘેર (બહુ.)

ઘોડી, (સ્ત્રી.) ઘોડાની સ્ત્રી. ૨ કોઈ વાંકમાં આવેલા

છોકરાને મ્હેતાજી હાથ ઉંચા બાંધી તેમાં પાટીયાં ભરે છે તે. ૩ પખવાજ રાખવાને અથવા નકસા ટાંગવાને પાયાદાર ઉંચું ચોકઠું કરે છે તે. ૪ ત્રણ ચાર પગથીયાની નીસરણી.

ઘોડીયું, (ન.) પાલણું. ૨ (સ્ત્રી.) ઘોડીનું બહુ વચન (કાઠિયાવાડમાં.)

ઘોડો, (પુ.) એક જનાવર. ૨ બંધુકનો ડાટો. ૩ ઘોડીના ત્રીજા તથા ચોથા અર્થમાં.

ઘોર, (પુ.) પાપ. ૨ (ત્રિ.) અતિશય, (ઉ.) ઘોર નિદ્રા, ઘોર પાપ. ૩ (પુ.) મૃદંગાદિકનો અવાજ. ૪ (સ્ત્રી.) કબર. ૫ (ત્રિ.) ભય ભૂત.

ઘોળ, (પુ.) વાદ વિવાદ. ૨ (ક્રિ.) ઘોળવું, દાળવું, (ઉ.) કેરી ઘોળ. ૩ (પુ.) અંધેર.

ઘોળવું, (ક્રિ.) હલાવવું, એકરસ કરવું. ૨ (ન.) તાજું દહીં.

---

## ( ચ. )

ચટ, (પુ.) વાંસાની સળીનો પડદો. ૨ (અ.) અન્તર્ભાવ (ઉ.) હુ તો એ વાત સાંભળી ચટ થૈ ગયો.

ચક્કર, (પુ.) ચક્ર, ગોળ પૈડું. ૨ માથામાં રોગ થાય છે તે. ૩ ફેરો, (ઉ.) હું એક ગામમાં ચક્કર મારી આવ્યો. ૪ લોઢાનું ગોળ હથિયાર.

ચકલો, (પુ.) એક પક્ષીનું નામ. ૨ બજાર. ૩ ન્હાનો ગોળ પાટલો.

ચટકો, (પુ.) કાંઈ ઝીણા જીવડાનું કરડવું. ૨ જોરમો ચ્હડવો, તીખાસ આવી જવી. (ઉ.) મેં એને એમ કહ્યું કે ખૂબ ચટકો લાગ્યો. ૩ એશ, શોભા.

ચટણી, (સ્ત્રી.) ચાટવાની ચીજ. ૨ મરચાં કોથમીર વગેરે ગાથે કુટેલાં.

ચડવુ, (ક્રિ.) ઉંચું જવું. ૨ ફુલી જવું. ૩ અન્નનું ચુલા ઉપર પાકવું.

ચંડુલ, (ન.) એક જાતનું પક્ષી. ૨ (પુ.) અફીણનું તેલ.

ચતુર, (વિ.) ચાર, સંખ્યા—બે ને બે. ૨ હુંશિયાર, બુદ્ધિવાન.

ચંદ્રોદય, (પુ.) ચંદ્રનું ઉગવું તે. ૨ એક જાતના ઓષધનું નામ.

ચપટી, (સ્ત્રી.) અંગોઠાને આંગળીની વચે લીધેલી ભુકી, તકખીર વગેરેની. ૨ હરેક ચીજ ઘડીને સરખી સપાટ કીધેલી તે.

ચમક, (સ્ત્રી.) ઉજાસ, ઝળક. ૨ શરીરમાં કંપારી ચેને ઉપજતો રોગ. ૩ (પુ.) એક જાતનો પથ્થર.

ચમકવું, (ક્રિ.) ઝળકવું. ૨ ભડકી જવું.

ચમરી, (સ્ત્રી.) સોના રૂપાનું માથામાં નાખવાનું ઘરાણું. ૨ ઘોડાના વાળ બાંધીને પવન નાખવા માટે કરેછે તે. ૩ એ નામની ગાયનું પુંછડું.

ચરણ, (ન.) પગ. ૨ શ્લોકનો હરેક ભાગ.

ચળ, (સં.) (ત્રિ.) ચાલે એવું. ૨ (સ્ત્રી.) ખુજલી.
ચલણ, (ન.) ચાલ, જો. ૨ સિક્કો (ઉ.) તમારા મુલકમાં રાનું ચલણ છે.
ચા, જુવો એકાક્ષરી કોશ. (ચ્હા.)
ચાક, (સ્ત્રી.) પૈડું. ૨ ખાડી, સફેત માટી એક જાતની.
ચાકળો, (પુ.) પાથરવાની ગાદી. ૨ ભીત ઉપર ટાંગવાની રંગીન ચાદર.
ચાકી, (સ્ત્રી.) પચ્થરની સલા. ૨ ગોળ કાતરીને કરેલી ચીજ, ચામડાની, લુગડાની.
ચાંચ, (સ્ત્રી.) પક્ષીના મ્હોનો આગલો ભાગ. ૨ પાગડી જોડા વગેરેની અણી.
ચાંચિયો, (પુ.) ચાંચવાળી પાગડીવાળો, કચ્છી. ૨ દરિયાનો ચોર.
ચાંડલો, (પુ.) કપાળમાં સ્ત્રિયો તથા ચાવડો ગોળ કરે છે તે. ૨ વીવા અથવા ખરચની વખતે જે કાંઈ આપે તે.
ચાંદ, (પુ.) ચંદ્રમા. ૨ કિતાબ, ઈલ્કાબ.
ચાંદી, (સ્ત્રી.) રૂપું. ૨ ભોગેંદ્રિય રોગ.
ચાંપો, (પુ.) ચંપો, ફૂલની એક જાતિ. ૨ (ક્રિ.) દાબવું (ઉ.) પગ ચાંપો.
ચાર, (સ્ત્રી.) લીલું ઘાસ અથવા ઢોરને લીલાં પાંદડાં વગેરે ખવારે છે તે. ૨ (ત્રિ.) સંખ્યા. ૩ (સં.) બાતમીદાર. ૪ બંધન.

ચાલ, (સ્ત્રી.) હાલવું ચાલવું તે. ૨ ચલણ, રીત ભાત. ૩ ચાલવાની રીત. ૪ ચાલી, ઘરોની.
ચાલવું, (ક્રિ.) હાલવું. ૨ ચાળવું, ચારણીમાંથી કાઢવું. ૩ નળીઆ સમા કરવાં.
ચાલો, (પુ.) નખારાં. ૨ (સ્ત્રી.) ચાલ શબ્દનું બહુ વચન. ૩-૪-૫ (ક્રિ.) ચાલવું, એ શબ્દ જુવો.
ચાળીસ, (ત્રિ.) સંખ્યા, બે વીસ. ૨-૩-૪ ચાલવું એ શબ્દના સર્વે અર્થમાં ભવિષ્ય કાળે.
ચાહ, (પુ.) પ્યાર. ૨ ચા, ચિનાઈ છોડવો. ૩ એતરમાંના લીલા અંતના છોડવાની પંક્તિ (ચાસ.)
ચિકટો, (પુ.) ચીગાસ વાળો પદાર્થ. ૨ રેશમી સહેત મુગટો.
ચિત્ર, (સં.) (ન.) છબી, આકૃતિ. ૨ ખુબીદાર વાક્ય. ૩ અદ્ભુત રસ, ૪ આશ્ચર્ય,
ચીડ, (સ્ત્રી.) ખીજ. ૨ પાંચ સાત માળાનું ઘરેણું.
ચીન, (પુ.) દેશનું નામ. ૨ (ન.) ચિહ્ન, નિશાની. ૩ (ક્રિ.) જાણવું (ઉ.) બ્રહ્મને ચીન. ૪ (ગં.) તંતુ.
ચીપ, (સ્ત્રી.) પટ્ટી, (ઉ.) ચુડલીની ચીપ. ૨ (ક્રિ.) ધ્યાન રાખી કરવું. (ઉ.) અક્ષર ચીપ. ચીપીને લખવું.
ચીપિયો, (પુ.) ચિમટો. ૨ આંખમાંથી કચરો નીકળે તે.
ચીર, (ગં.) (ન.) રેશમી લુગડું. ૨ (ક્રિ.) ચીરવું, ફાડવું, (ઉ.) લીંબુ ચીર. ૩ (સ્ત્રી.) ફાડ, અરધો ભાગ; (ઉ.) લીંબુની ચીર, કાકડીની ચીર.

ચીરો, (પુ.) એક સરખો પાતળો લીસોટો. ૨-૩-૪ (બ.) ચીર એ શબ્દના સર્વ અર્થમાં.
ચુકવું, (ક્રિ.) ભૂલવું. ૨ પતી જવું, પાર પડવું.
ચૂંક, (સ્ત્રી.) લોઢાની ખીલી. ૨ પેટમાં દુખે છે તે.
ચૂસે, (ક્રિ.) પાણી છાપરામાંથી પડશે. ૨ ચુસવું, (ઉ.) કેરી ચૂસે.
ચોક, (પુ.) બજાર, (ગુજરાતમાં) ૨ ઘરનો વચમાંનો છાપરા વગરનો ભાગ. ૩ ચાર, (ઉ.) આઠ ચોક બત્રી. ૪ ઘરના આંગણામાં બાયડીયો રંગીન ભુકાના ચીત્ર કાડે છે તે. (ઉ.) ચોક પૂર્યા છે.
ચોકડી, (સ્ત્રી.) ચાર ચારની પંક્તિ. ૨ આવું ( × ) ચિહ્ન. ૩ કાળ માપ, ચાર યુગની એક ચોકડી.
ચોકઠું, (ન.) કાનનું કુંડળ. ૨ ઘોડાના મ્હોમાં લ્હોડાનું નાખે છે તે.
ચોકસી, (સ્ત્રી.) ખાતરી લાયક તજવીજ. ૨ સોનારૂપાનો પારખનાર.
ચોકી, (સ્ત્રી.) સીપાઈયોની જ્હાં બેઠક હોય તે. ૨ લાકડાની અથવા ધાતુની મ્હોટી પાટ.
ચોકો, (પુ.) થોડા ભાગમાં લીપેલું તે. ૨ કોઇ મરેલા માણસને લીપીને સુવાડે છે તે. ૩ (બ.) ચોક શબ્દ.
ચોખો, (પુ.) ભાતનો કણ. ૨ ચોખાઈદાર, પુરૂષ.
ચોડી, (સ્ત્રી.) ચાર બાજુ વાળી, પ્હોળી. ૨ (ક્રિ.) ચીકટાવેલું,

ચોથ, (સ્ત્રી.) ચતુર્થી. ૨ સરકારનો કર.
ચોપડી, (સ્ત્રી.) પોથી. ૨ ચાર પડ વાળી ચીજ. ૩ (ક્રિ.) ચોપડવું. (ઉ.) રોટલી ચોપડી.
ચોરવાડ, (સ્ત્રી.) ચોરને રેહેવાની જગા. ૨ સોરઠમાં એ નામનું ગામ.
ચોરાસી, (ત્રિ.) ૮૦ ને. ૪. ૨ બધા બ્રાહ્મણોની નાત જમાડવી તેનું નામ.
ચોરી, (સ્ત્રી.) પરણતી વખત માટીના ઠામની ચાર ખુણે ચાર ઉતરેડ રાખે છે તે. ૨ ચોરનું કામ. ૩ ચોરેલી ચીજ.
ચોરો, (પુ.) ગામમાં જાહેર જગા. ૨ બહુ વચને ચોર. ૩ (ક્રિ.) ચોરવું (ઉ.) ખુબ દ્રવ્ય ચોરો.
ચોળવું, (ક્રિ.) અંગે લગાડવું. ૨ મેળવવું દાણાને. (ઉ.) લાકુસી ચોળો.
ચોળી, (સં. સ્ત્રી.) કાંચળી, સ્ત્રીને છાતી આગળ પેહેરવાની. ૨ એક જાતની શીંગ. ૩–૪ ચોળવું એ શબ્દના સર્વ અર્થમાં ભૂતકાળે સ્ત્રીલિંગે.
ચોળો, (પુ.) એક જાતનું અનાજ. ૨–૩ ચોળવું એ શબ્દના સર્વ અર્થમાં

## ( છ. )

છ, જુવો એકાક્ષરી કોશ.
છક, (પુ.) મદોન્મત પણું. ૨ (ત્રિ.) આસરે છ. ૩ છનો ગુણાકાર—ચાર છક ચોવીસ.
છઠ, (સ્ત્રી.) છઠી તીથી. ૨ (પુ.) શ્રાવકો બે દાહાડા સુધી અપવાસ કરે છે તે.
છડેવું, (ક્રિ.) જોરમાં આવવું, મિજાસ આવવો. ૨ દાળ વગેરે ફોતરાં ઉતરવા માટે ખાંડવું તે.
છડી, (સ્ત્રી.) લાકડી. ૨–૩ છડવું એ શબ્દના અર્થમાં ભૂતકાલ સ્ત્રીલિંગે.
છત, (સ્ત્રી.) પુષ્કળતા, આબાદાની. ૨ છાપરામાં લુગડું ઓડે છે તે.
છતી, (સ્ત્રી.) પ્રસિદ્ધ. ૨ (અ.) જો કે (ઉ.) એ ચીજ તમારી પાસી છતી હતી તો પણ ન આપી.
છત્ર, (પુ.) છતરી. ૨ રક્ષણ કરનાર (ઉ.) બાળકનાં (છત્ર) રક્ષક માતા પિતા, દેશ (છત્ર) રક્ષક રાજા.
છત્રી, (ત્રિ.) સંખ્યા ૩૨ ને ૪ છતરી, ૨ ઓઢવાની.
છંદ, (પુ.) શોક, વ્યંસન. ૨ શ્લોક. ૩ પાનડું. ૪ અભિપ્રાય. ૫ વેદ. ૬ ગાયત્રીમંત્ર.
છાંટ, (સ્ત્રી.) ગુણપાટની મ્હોટી ભરેલી કોથલી. ૨ કોઈ પણ અભડાયલા માણસને પાણીના છાંટા નાખી શુદ્ધ કરવું તે. ૩ બિંદુ. ૪ જુવો છાંટવું.

છાંટવું, (ક્રિ.) પાણી વગેરે પદાર્થ થોડો થોડો નાખવો. ૨ મારવું, ઠોકવું.

છાપ, (સ્ત્રી.) જે થકી છાપી શકાય તેવી ચીજ. ૨ શાખ, આબરૂ (ઉ.) એની એવી છાપ પડીછે.

છાલિયું, (ન.) ધાતુની ન્હાની કટોરી. ૨ (સ્ત્રી.) છાલી એવું બકરીનું નામછે તેનું બહુવચન છાલીયું. (કાઠી.)

છીપ, (સ્ત્રી.) મોતીના દાણા જેમાં થાયછે તે. ૨ (ક્રિ.) છીપવું, (ઉ.) ઓડને પાણી છીપ.

છુંદણું, (ન.) ત્રાજવું, બાયડીયો હાથપર પાડે છે તે. ૨ છુંદેલો પદાર્થ; (ઉ.) કેળાનું છુંદણું.

છૂટી, (સ્ત્રી.) રજા. ૨ બંધનમાં ન હોય તે, સ્ત્રીલિંગે. ૩ બંધનમાંથી નીકળી તે.

છૂટો, (પુ.) પૈસો, ઝોંદિયું. ૨ (ક્રિ.) છુટકો થયો.

છે, જુવો એકાક્ષરી કોશ.

છેડો, (પુ.) અંત, આખર. ૨ પાઘડીનો તોરો. ૩ (ક્રિ.) છેડવું (ઉ.) તમે એને ન છેડો તો સારૂં.

છો, જુવો એકાક્ષરી કોશ.

છોડ, (ન.) થોડા મહીનાનો સુકાયલો ગર્ભ. ૨ નાકમાં થતો રોગ. ૩ ન્હાનો ઝાડનો રોપ. ૪ (ક્રિ.) છોડવું (ઉ.) એને છોડ.

છોડી, (સ્ત્રી.) છોકરી. ૨ (ક્રિ.) છોડવું ભૂતકાળ સ્ત્રીલિંગ.

---

## ( જ. )

જ, જુવો એકાક્ષરી કોશ.

જગાડવું, (ક્રિ.) ઉંઘમાંથી ઉઠાડવું. ૨ દેવતા સળગાવવો.

જટા, (સ્ત્રી.) માથાના બહુ ઉગેલા વાળ. ૨ વડની લાંબી ડાળખીઓ જે ભોંય સુધી આવે છે. ૩ વેદમાં સ્વરનો ભેદ પદ, ક્રમ, જટા વગેરે.

જડ, (સ્ત્રી.) મૂળ, બુટી. ૨ નિર્જીવ. ૩ મૂર્ખ.

જડવું, (ક્રિ.) કાંઈ પણ ખોવાયલી ચીજ મળી આવવી. ૨ કોઈ પણ બે ચીજો ભેળી સાંધવી તે.

જડી, (સ્ત્રી.) બુટી, મૂળ. ૨–૩ જડવું જુવો.

જણ, (પુ.) સખાસ. ૨ (ક્રિ.) જણવું (ઉ.) તું દીકરો જણ.

જણસ, (સ્ત્રી.) ચીજ. ૨ ઘરાણું. ૩. સંખ્યા નવ, સમસ્યા. ૪ બાકી, પ્રાત.

જણાવવું, (ક્રિ.) ખબર કરવી. ૨ જાણે એમ કરવું.

જમ, (પુ.) નરક લોકનો દેવતા. ૨ (અ.) જેમ. ૩ (ક્રિ.) જમવું (ઉ.) તું લાડુ જમ.

જમાવવું, (ક્રિ.) એકઠું કરવું. ૨. જાડું કરવું, (ઉ.) દહીં જમાવવું.

જર, (ન.) તાર સોનેરી. ૨ (ફા.) દ્રવ્ય, દોલત.

જરા, (અ.) થોડું, જરીક. ૩ (સ્ત્રી.) જરા અવસ્થા, ઘડપણ.

જરી, (સ્ત્રી.) સોનેરી. ૨ (અ.) જરાક.
જવ, (પુ.) અનાજની એક જાત. ૨ એ નામનું એ દાણા જેવડું માપ. ૩ અંગોઠાનો ખીજો વેઢો ૪ સોનાનો જવ કંઠીમાં નાખવાનો થાય છે તે.
જાત, (સ્ત્રી.) જાતી. ૨ (ક્રિ.) જવું (ઉ.) તમે આવત તો હું જાત.
જાન, (સ્ત્રી.) લગ્નમાં ઘણા લોકો મિળી ચૈ જાય છે તે. ૨ (ન.) નુકસાન. ૩ (પુ.) જીવ,પ્રાણ. ૪(સ્ત્રી.)પ્યારી સ્ત્રી.
જામ, (પુ.) કલાક. ૨ નવાનગરના રાજાની અલ્કાક. ૩ (ક્રિ.) જામવું. ૪ (ન.) એ નામે ફળ. ૫ પ્યાલો.
જામો, (પુ.) લાંબો અંગરખો. ૨(ક્રિ.) થવું., બનવું, (ઉ.) હેત પ્રીત જામો. ૩ દહી જામવું. ૪ (બ.) જામ.
જાર, (સ્ત્રી.) અનાજની જાત. ૨ વ્યભિચાર
જાળી, (સ્ત્રી.) ફૂલની ગૂંથણી ; દોરાની જાળી. ૨ કમાડમાં લોઢાના સળીયા હોયને બાકી કાણાં હોય-એવું.　　　[૨ (વિ.) થોડું.
જુજ, (પુ.) કોયળાના થોકડા બાંધીને એકઠા સીનેલા.
જુવાર, (સ્ત્રી.) જાર. ૨ (પુ.) સલામ. જુહાર.
જુવો, (સ્ત્રી.) જું બહુ વચન. ૨ (ક્રિ.) દેખો. ૩ (પુ.) જુગાર. ૪ જુદો. ૫ એક જાતનો જીવડો તે ઝાડમાં ઘણા થાય છે, તેના કરડવાથી મોજો ચૈ આવે છે.
જે, જુવો એકાક્ષરી કોશ.

જેઠ, (પુ.) સ્ત્રીના ધણીનો મ્હોટો ભાઈ. ૨ એ નામનો આઠમો મહીનો.

જો, (જુવો) એકાક્ષરી કોશ.

જોગ, (પુ.) યોગીનું આચરણ. ૨ વખત. ૩ લાયક.

જોડ, બે સરખા મળેલા પદાર્થ. ૨ (ક્રિ.) જોડવું, ભેગું કરવું (ઉ.) પૈ પૈ જોડ.

જોડો, (પુ.) પગનાં પ્હેરવાના ચામડાના પગરખાં. ૨-૩ જોડ શબ્દના બે અર્થમાં.

જોશ, (પુ.) ઉભરો. ૨ જોસી પાસે જોવડાવેલું. ૩ ગરમી, જોરસો.

---

## ( ઝ. )

ઝાંઝ, (સ્ત્રી.) જાતીનું વગાડવાનું. ૨ ચીડ્ય.

ઝાટકો, (પુ.) તરવારથી મારવું તે. ૨ સુપડાથી સોજવું તે.

ઝાડો, (પુ.) હગામણ. ૨ યોગીની તપાસ. ૩ ઝાડનું બહુ વચન. ૪ (પુ.) મંતર ભણીને લુગડું હલાવે છે તે. ૫ (ક્રિ.) સાફ કરો.

ઝારી, (સ્ત્રી.) પાણી ફરવાનું વાસણ. ૨ સેવ પાડવાનું લોઢાનું હથિયાર.

ઝાલ, (સ્ત્રી.) સ્ત્રીને કાનનુ ઘરેણું. ૨ (ક્રિ.) ઝાળવું.

ઝાલર, (સ્ત્રી.) એક જાતની વગાડવાની આરતી. ૨ (ન.) મોભ. ૩ વાલ નામનું અનાજ.

ઝાલવું, (ક્રિ.) પકડવું. ૨ વાસણને રેણ અથવા બીજી ધાતુથી સાંધો કરવો તે (ળ)

ઝીલ, (ન.) એક જાતનું ઝાડ, જેની છડીનાં દાતણ થાય છે. ૨ (ક્રિ.) ઝીલવું, ઉપરથી પડતો પદાર્થ ધરી લેવો તે. (ઉ.) વરસાદનું પાણી ઝીલ.

ઝુલ, (સ્ત્રી.) જાનવરોને ઓઢાડવાનું લુગડું. ૨ હરેક પદાર્થનું ઢીલું પેડવું. ૩ (ક્રિ.) ઝુલવું, હીંચકા ખાવા.

---

## (ટ.)

ટંક (ન.) વખત. (સં.) (પુ.) ૨ પથ્થર ફોડવાનું લોઢાનું હથિયાર. ૩ ગર્વ. ૪ તરવારનું મ્યાન. ૫ ક્રોધ.

ટકો, (પુ.) ત્રણ પૈસા. ૨ રૂપીયો. ૩ (ક્રિ.) રેહેવું (ઉ.) તમે હ્યાં ટકો તો સારૂં.

ટપલો, (પુ.) કોઇને હાથથી મારવું તે. ૨ કુંભારને વાસણ ઘડવાનું હથિયાર. ૩ ગૈવકુફ, અકલવિનાનો.

ટાંક, (સ્ત્રી.) કલમની અણી કાપવી તે. ૨ (પુ.) તોલ એક જાતનો. ૩ (ક્રિ.) સીવવું, ટાંકવું, (ઉ.) આ કાગળ ફાઇલમાં ટાંક.

ટાંકવું, (ક્રિ.) સીવવું. ૨ હથિયારથી કઠણ ચીજમા ખાડા પાડવા તે. (ઉ.) ઘંટી ટાંકવી. ૩ લખી લેવું. દાખલ કરવું.

ટાંકી, (સ્ત્રી.) પાણી ભરવાને ચણેલી કુઈ. ૨ એ નામનો ચાંદીનો રોગ. ૩-૪-૫ ટાંકવું એ શબ્દના અર્થમાં, ભૂતકાળ સ્ત્રીલિંગે.

ટાંકું, (ન.) પાણીનું હોજ જેવું ચણેલું સ્થળ. ૨-૩-૪ ટાંકવું એ શબ્દના અર્થમાં.

ટાંકો, (પુ.) સાંધો, સીવો. ૨-૩-૪ ટાંકવું, એ જુવો.

ટાંગો, (પુ.) પગ. ૨ (ક્રિ.) ટાંગવું (ઉ.) એ હાંડી ઉંચે ટાંગો.

ટાંચ, (સ્ત્રી.) જપતી. ૨ આણી.

ટાઢી, (સ્ત્રી.) ઠંડી. ૨ રાખ, (ઉ.) તમારા બાપની ટાઢી છાંટી.

ટાલ, (સ્ત્રી.) માથામાં વાળનું ન હોવું. ૨ (ક્રિ.) ટાળવું.

ટીપ, (સ્ત્રી.) ઇયાદ. ૨ ઉઘરાણાનો કાગળ. ૩ કેદખાનું ભોગવવાની સજા. ૪ (ક્રિ.) ટીપવું, ઠોકવું.

ટીપવું, (ક્રિ.) ઠોકવું. ૨ નોંધી લેવું.

ટીપું, (ન.) ટપકું, છાંટો. ૨ (ક્રિ.) ટીપવું.

ટીપો, (સ્ત્રી.) ટીપ એ શબ્દનું બહુવચન ૧-૨-૩ અર્થમાં. ૨ (ક્રિ.) ટીપવું.

ટોપ, (પુ.) પીતળનું વાસણ. ૨ (સ્ત્રી.) છત્રી. ૩ તોપ. ૪ મુગટ

ટોપલી, (સ્ત્રી.) વાંસની છાબડી. ૨ પાગડી.

---

## ( ઠ. )

ઠરવું, (ક્રિ.) નિશ્ચય થવો. ૨ એક ઠેકાણે સ્થિર થવું. ૩ ઠંડ ખમવી. ૪ હરેક પ્રવાહી પદાર્થનું કઠણ થૈ જવું.
ઠાકોર, (પુ.) કાઠીયાવાડમાં રાજાને કેહે છે. ૨ એક જાતના ભીલની અટક. ૩ દેવ.
ઠામ, (ન.) વાસણ. ૨ ઠેકાણું. ૩ ધરાણે મુકેલું.
ઠાર, (પુ.) ઠંડ. ૨ (ન.) ઠેકાણું. ૩ જીવથી મારી નાખવું તે.
ઠુંઠું, (ન.) હાથ વનાનું. ૨ ગાડીનો પાછળનો ભાગ. ૩ ઝાડનું થડ, ઉપરથી ડાળખી વગેરે કાપી નાખેલું. ૪ કોઈપણ અણી વનાનું હથિયાર.
ઠોકર, (સ્રી) ઠેસ. ૨ વેપારમા નુકસાન.
ઠોર, (ન.) એક જાતનું મિષ્ટાન્ન, ઘણું કરી મંદિરમાં થાય છે. ૨ ઠેકાણું. ૩ જીવથી મારી નાખવું તે
ઠોંસો, (પુ.) મુક્કો મારવો તે. ૨ છાતીમા કફ ભરાય છે તે.

---

## ( ડ. )

ડંકો, (પુ.) નગારાનો ટકોરો. ૨ દરિયાને કાંઠે માલ ઉતરવા વાસ્તે બાંધેલી જગા.
ડગળી, (સ્રી.) ખેતડી અંગારખી. ૨ કોઈપણ ફળનો ભાગ, (ડગળી)

ડગલું, (ન.) એક પગ આગળ મુકીયે તેટલું અંતર, માપ. ૨ કોઈ પણ ફળનો અથવા લાકડાનો ભાગ. (ડગળું.
ડાંડિયો, (પુ.) ડગ, ડાંડ. ૨ લાકડીનો કડકો.
ડાંડી, (સ્ત્રી.) લાકડી. ૨ નાકનો ઉપરનો ભાગ. ૩ ત્રાજવાની લાકડી.
ડાળ, (સ્ત્રી.) ડાળખી, ઝાડની કુમળી લાકડી. ૨ તુર, ચણા વગેરે કઠોરની બે ફાડ તે. (દાળ)
ડોડી, (સ્ત્રી.) એક જાતની વનસ્પતિ. ૨ છોકરીયો માથામાં ગોળ સોના રૂપાનું ઘરાણું નાખે છે તે.
ડોલ, (પુ.) આકાર. ૨ ઘણો વેપાર. ૩ પાણીની બોખ. ૪ એક જાતનું માછલું. ૪ આભાર. ૫-૬ જુવો ડોલવું. ૭ કઠોર.
ડોલવું, (ક્રિ.) હાલવું. ૨ પાણી તથા કીચડ અથવા હરેક પ્રવાહી પદાર્થ સાથે નીચે બેઠેલો કચરો ભેળવી દેવો તે. (ડોળવું) ૩ વેપાર ચલાવવો.
ડોળો, (પુ.) તાકાત. ૨ આંખનો વચમાંનો ભાગ) ૩-૪-૫ જુવો ડોલવું.

---

## ( ઢ. )

ઢગ, (પુ.) ઢગલો. ૨ (અ.) બસ.
ઢાલ, (સ્ત્રી.) કાચબાના ચામડાની બનેલી વસ્તુ. ૨ (પુ.) સિરસ્તો. ૩ ઉતરતી જગા. ૪ હરેક ધાતુની

ચીજને સંચાની મારફતે ગાળીને આકારમાં લાવવી તે. ૫ નાખવું, પાથરવું (ઉ.) ખાટલો ઢાળ. ૬ એતરના અંતનો નિશ્ચય. (ઢાળ)

ઢાળવું, (ક્રિ.) નાખવું, પાથરવું. ૨ ઢાલ એ શબ્દના ૪ થા અર્થમાં.

ઢીલ, (સ્ત્રી.) વખત, દેર. ૨ ઢીલાઈ, પોચાઈ.

ઢોકળી, (સ્ત્રી.) ખાવાની ચીજ. ૨ પગની પીંડીમ મ્હોટી ગાંઠ મ્હડી આવે છે તે રોગ.

ઢોલ, (ન.) એક જાતનું નગારું. ૨ (પુ.) ઢાલ. ૩ (ક્રિ.) ઢોળવું, (ઉ.) પાણી ઢોળ.

---

## ( ત. )

તકિયો, (પુ.) ઠઠ્ઠરો. ૨ રૂથી ભરેલી વામે નાખવાની ગાદી.

તંગ, (પુ.) ઘોડાની લગામ. ૨ (ન.) તાણીને ખેંચેલું.

તજ, (પુ.) એક જાતનું વસાણું, દાલચીની. ૨ (ક્રિ.) તજવું.

તડાકો, (પુ.) ગપ. ૨ બેદારા. (ઉ.) કુંવાણુંને હાલ ખુબ તડાકો છે. ૩ અવાજ.

તત્ત્વ, (ન.) મૂળ. ૨ સાર વસ્તુ. ૩ સરસ માલ.

તપવું, (ક્રિ.) ગરમ થવું. ૨ ગુસ્સે થવું.

તમા, (સ્ત્રી.) પરવા. ૨ (સં. સ્ત્રી.) રાત્રિ.

તર, (સ્ત્રી.) મલાઈ. ૨ દરિયાનો ખાડી. ૩ સરસ, તાજુ. (ઉ.) મગજ તર. ૪ (ક્રિ.) તરવું, (ઉ.) તું નદીમાં તર. ૫ (સં.) (ન.) તરવારની મુઠ.
તર્ક, (સં.) (પુ.) વિચાર. ૨ તુર્કી લોક, મુસલમાન.
તલ, (ન.) તળું. ૨ (પુ.) એક જાતનું તેલવાળું અનાજ. ૩ ચામડી ઉપર કાળા તલ જેવડા મસા અથવા ડાઘ થાય છે તે.
તળવું, (ક્રિ.) પુરી વગેરે તેલ ઘીમાં પકવવાં તે. ૨ તોલમાં ઉતરવું (ઉ.) શેરની કેટલી પુરી તળી. [જગા.
તલાટી, (પુ.) જમીનનું માપ જાણનારો. ૨ (સ્ત્રી.) ડુંગર પાસેની
તળિયું, (ન.) છેક નીચેનો ભાગ. ૨ પગની નીચેનો ભાગ.
તા, જુવો એકાક્ષરી કોશ.
તાણ, (સ્ત્રી.) રોગ, શરીર ખેંચાય છે તે. ૨ તંગી. (ઉ.) હાલ નાણાની તાણ છે. ૩ (ક્રિ.) તાણવું.
તાન, (ન.) રાગ. ૨ (સ્ત્રી.) તરસ. ૩ જોર, હોંસ: (ઉ.) એને તાન ચઢયું છે.
તાર, (પુ.) વાળો, તાંતણો. ૨ (ક્રિ.) તારવું. (ઉ.) ઓ ઈશ્વર તું તાર. ૩ (પુ.) વીજળીની મારફત આવતો સંદેશો.
તારણ, (ન.) તારવાનું કામ. ૨ વેપાર વાસ્તે તેમાં ખોટ જાય એટલા આસરે પૈસા મુકીને વેપાર કરે છે તે.
તારો, (પુ.) તરનાર, તરતાં આવડતું હોય તે. ૨ આકાશમાંનો પદાર્થ. ૩ તમારો એક વચને

(ઉ.) આ તારો મોડો છે. ૪ (ક્રિ.) તારવું (ઉ.) ભવસાગરથી તારો. ૫ (પુ.) તાર બહુ વચને.
તાલ, (સં.) (પુ.) ગાવામાં વખત જાણવાને વાસ્તે તાળી પાડે છે તે. ૨ મજા, આનંદ. (ન.) ૩ તાડનું ઝાડ. ૪ હરતાળ.
તાવ, (પુ.) જ્વર. ૨ (ક્રિ.) તાવવું, (ઉ.) સોનું તાવ.
તાસ, (પુ.) કલાક. ૨ ત્રાંબા પીતળની મ્હોટી થાળી
તિથી, (સ્ત્રી.) મહીનામાંનો દરેક દાહાડો. ૨ જે દાહાડે કોઈ સગું મરી ગયું તે દાહાડો આવતા વર્ષનો. (ઉ.) આજ એના બાપની તિથી છે.
તિલક, (ન. પુ.) કપાળમાં કંકુ વગેરેનું કરેછે તે. ૨ શરીર ઉપર તલ જેવા ડાઘ થાય છે તે. ૩ કાળો સંચળ ખાર. ૪ મુગટ, શિરછત્ર.
તીર, (ન.) બાણ. ૨ નદી વગેરેનો કાંઠો.
તુરંગ, (સ્ત્રી.) કેદખાનું. ૨ (સં. પુ.) ઘોડો.
તેજ, (ત્રિ.) કોઈ પણ પદાર્થ વિષે નિશ્ચયયુક્ત ભાવણ કરતી વખત બોલાય છે તે. ૨ (ન.) અજવાળું, ઝળકાટ. ૩ ગરમી. ૪ ચડતી, સારી હાલત.
તેડવું, (ક્રિ.) કેમર ઉપર બેસાડવું, બાળક વગેરે. ૨ બોલાવવું, નોતરવું.
તેરીખ, (સ્ત્રી.) દિવસ. ૨ બાજ, (ઉ.) હું તેરીખ લેશ.
તોડ, (પુ.) બંદોબસ્ત, સલૂખ, નિશ્ચય. (ઉ.) એનો કાંઈ તોડ થયો કે નહીં? ૨ પગનું દુખવું, (ઉ.)

એને પગે તોડ થાય છે. ૩ (ક્રિ.) તોડવું, (ઉ.) આ પાનકું તોડ.

તોડો, (પુ.) પગમાં નાખવાનું ઘરાણું. ૨ નાણાની ભરેલી કોથળી. ૩ (ક્રિ.) તોડવું.

તોય, (અ.) તો પણ, તથાપિ. ૨ (સં.) (ન.) પાણી.

તોળવું, (ક્રિ.) જોખવું. ૨ વિચાર કરવો, મનમાં.

તોલું, (ન.) વજનનું નામ. ૨ દસ શેર. ૩ એક રૂપીયા ભારનું વજન. ૪ (ક્રિ.) તોળવું.

તોલો, (પુ.) એક રૂપિયા ભાર. ૨ (ક્રિ.) તોળવું (ઉ.) ધી તોળો. ૩ (પુ.) માથું.

ત્રાજવું, (ન.) જોખવાના છાબડાં. ૨ છુંદણું, સ્ત્રીયો શરીર ઉપર કાળા રંગના સોયથી ટપકાં પડાવે છે તે.

ત્રાંસ, (પુ.) ત્રાંબા પીતળની મ્હોટી રકાબી. ૨ વાંકાપણું, ત્રાંસાઈ.

---

## ( થ. )

થંડક, (સ્ત્રી.) શીતળતા. ૨ શીતળતા કરે એવું ઔષધ.

થંડું, (સ્ત્રી.) શીતળ. ૨ થંડા સ્વભાવનું માણસ. ૩ આળસુ, ઘણુંજ ધીમું. (ઉ.) એ ઘણું થંડું કારખાનું છે.

થંભ, (પુ.) થાંભલો. ૨ (ન.) અટકી ગયેલું, (ઉ.) પાણી થંભ થઈ રહ્યું છે.

થાણું, (ન.) ઠેકાણું. ૨ ચોકીદારને રેહેવાની જગા. ૩ મુંબઈથી બાર કોશ ઉપર એ નામનું ગામ છે.
થાન, (ન.) રેશમી લુગડાનો આખો તાકો. ૨ ઠેકાણું. ૩ સ્ત્રીની છાતી, સ્તન. ૪ એ નામનું ઝાલાવાડમાં ગામ છે–થાન–લશ્કર. (લશ્કર)
થાપ, (સ્ત્રી.) છાણ માટીને હાથથી કરીને ઠોકેલું. ૨ ગાવામાં હાથનું ઠોકવું. ૩ ભુલ. ૪ (ક્રિ.) થાપવું નિશાળ થાય.
થાપવું, (ક્રિ.) પાયો નાખવો, સ્થાપન કરવું. ૨ દેવતા બેસાડવા. ૩ હાથથી કરીને ચપટું કરવું. (ઉ.) છાણાં થાપવાં.

---

## ( દ. )

દંડ, (સં.) (પુ.) લાકડી. ૨ ગુન્હેગારને શિક્ષા–રાજદંડ, બ્રહ્મદંડ, જાતિ દંડ વગેરે. ૩ ખભાથી તે કોણી સુધીનો હાથ. ૪ સૂર્યનો એ નામે ૧ ચાકર.
દડિયો, (પુ.) પાનડાનો સીવેલો કટોરો. ૨ (સ્ત્રી.) દોરાની દડી, હરેક ન્હાની ગોળ લુગડાની વીંટેલી ચીજ, તેનું બહુ વચન.
દમ, (પુ.) આજારનું નામ. ૨ શ્વાસોસ્વાસ. ૩ વિસામો (ઉ.) જરા દમ તો ખાઓ. ૪ જોર,

(ઉ.) એમાં શું દમ છે. ૫ (સં.)(પુ.) બાહેરની ઇંદ્રિયોનું વશ કરવું તે. ૬ દંડ. [૭ (સં.) ડર.

દર, (ન.) કાણું, ઉંદરનું દર. ૨ (પુ.) ભાવ, કીમત.

દર્શન, (ન.) જોવું તે. ૨ છ દર્શન. ૩ ઠાકોરજીની ઝાંખી.

દળ, (ન.) પાનડું. ૨ ફુલની પાંખડી. ૩ લશ્કર. ૪ જાડાઇ. ૫ (ક્રિ.) દળવું.

દંશ, (પુ.) ડંક, કોઈ ઝેરી પ્રાણીનું કરડવું. ૨ બાર, દ્વેષ.

દશ, (ત્રિ.) સંખ્યા–પાંચ ને પાંચ. ૨ (સ્ત્રી.) દિશા.

દશમી, (સ્ત્રી.) દસમી તિથી. ૨ પાણીને ઠેકાણે દુધ વાપરીને કરેલી રોટલી.

દશા, (સ્ત્રી.) અવસ્થા. ૨ ગૃહનું ફરવું તથા તેથી થતી અસર. ૩ કોઈ સગું સુવું હોય તેનો દસમો દાહાડો. (સં.) દશાહ.

દસ્ત, (ફા.) (પુ.) હાથ. ૨ ઝાડો. ૩ અધિકાર, દાબ.

દસ્તો, (પુ.) કાગળનો ઘા. ૨ ખાંડવાનું લોઢાનું હથિયાર.

દાખલો, (પુ.) હિસાબ. ૨ દૃષ્ટાંત. ૩ સાબેતી. ૪ સરખાઇ કરવી તે. (ઉ.) સર્વે લોકોએ એનો દાખલો લેવો.

દાગ, (પુ.) ડાઘો. ૨ મુડદાને બાળવાનું નામ.

દાગીનો, (પુ.) ઘરેણાનો બાબ. ૨ હરેક ચીજની પેટી અથવા કોથળી.

દાંત, (પુ.) મ્હોમાંનાં ચાવવાનાં ડંર હોયછે તે. ૨ હાથી દાંત. ૩ (સં.) (પુ.) જિતેંદ્રિય પુરૂષ.

દાણા, (પુ.) મોતીના દાણા. ૨ અનાજ. ૩ માતા, શીતળાના દાણા.
દાદર, (પુ.) દાદરો. ૨ (સ્ત્રી.) દરાંજનો રોગ. ૩ (ન.) મુંબે પાસેના એક ગામનું નામ.
દાંતો, (પુ.) દાંતો, કાંકસીનો વગેરે. ૨ દાંત બહુ વચને.
દાદી, (ત્રિ.) ફરિયાદી કરનાર. ૨ (સ્ત્રી.) બાપની મા અથવા હર-કોઈ ઘરડી ડોસીને માન સહિત બોલાવે તે.
દારૂ, (પુ.) મદ્ય. ૨ સળગાવવાનો પદાર્થ. ૩ (સં.) લાકડું. ૪ દેવદારનું ઝાડ. [માનોનો દિવસ.
દીન, (ત્રિ.) ગરીબ. ૨ (પુ.) દિવસ. ૩ મુસલ-
દીવાની, (ત્રિ.) જાહેર કોરટ. ૨ (સ્ત્રી.) દિવાનપણું. ૩ ગાંડી, ઘેલી ઓરત.
દીવાનો, (પુ.) ગાંડો. ૨ દિવાન શબ્દનું બહુ વચન.
દીપક, (પુ.) દીવો. ૨ એ નામનો રાગ, જે ગાવાથી દીવા એની મેળે થાય છે.
દુધિયું, (ન.) દૂધ વાળું. ૨ એ નામની વનસ્પતિ, નઈ.
દૂધ, (ન.) ગાયના આંચળમાંથી નીકળતો સફેત પદાર્થ. ૨ હરેક ફળમાંથી જે ધોળો પદાર્થ પ્રવાહી નીકળે તે.
દેવતા, (પુ.) દેવ. ૨ અગ્નિ.
દેવી, (સં. સ્ત્રી.) રાજાની પટરાણી. ૨ સુરવેલ નામની વનસ્પતિ. ૩ દેવતા. [વો દોરવું.
દોર, (પુ.) મોભ. ૨ દોરડું. ૩-૪-૫ (ક્રિ.) જુ-
દોરવું, (ક્રિ.) લીટી તાણવી. ૨ કોઈ ન દેખતાને

હાથે ઝાલી લેઈજવું તે. ૩ શીવવું (ઉ.) બંડી દોરવી છે. [પાણી અગ્નિ વગેરે.
દ્રવ્ય, સં. (ન.) દોલત. ૨ નવ જાતનાં તત્વ. પૃથ્વી,

---

## ( ધ. )

ધક્કો, (પુ.) હડસેલો મારવો તે. ૨ ખોટ, વેપારમાં. ૩ દરિયા કાંઠે માલ ઉતારવાનું ઠેકાણું. ૪ ફેરો (ઉ.) મને ખાલી ધક્કો થયો.
ધડો, (પુ.) પાઠ. ૨ ત્રાજવામાં દગો થાય છે તે, પાસંગ, એક તરફનું ભારે ને એક તરફનું હલકું છાબડું હોય તે. ૩ જોખવામાં પ્રથમ ખાલી વાસણ જોખે છે તે. ૪ ઠેકાણું, પ્રમાણ, (ઉ.) એની વાતનો કંઈ ઢંગધડો નથી.
ધણી, (પુ.) માલિક. ૨. પતિ.
ધન, (ન.) દોલત. ૨ (સ્ત્રી.) એ નામની રાશી. ૩ (અ.) શાબાશ. ૪ ઋણથી ઉલટું. ૫ એ જાતની વીજળી.
ધર, (સ્ત્રી.) બળધની આવર્દા. (ઉ.) આ બળધ કેટલી ધરનો છે. ૨ (વિ.) પકડનાર. (ઉ.) ભૂધર. ૩ પૃથ્વી. ૪ (વિ.) પ્રથમ. (ઉ.) મેં ધરથી કહ્યું છે કે આમજ થશે. ૫ (સં. પુ.) પર્વત. [(ઉ.) ભીટ ધરવી.
ધરવું, (ક્રિ.) પકડવું. ૨. આધાર રાખવું. ૩ મુકવું.

ધાડ, (સ્ત્રી.) એકદમ લુંટારાના ટોળાનો હલ્લો. ૨ ઉતાવળ-(ઉ) તારે શી ધાડ આવી છે.

ધાત, (સ્ત્રી.) શરીરમાંથી મદિત પદાર્થ કોઈ પણ રસ્તે નીકળી જાય છે તે. ૨ પાઠ-શીખામણની ધાત.

ધાતુ, (સ્ત્રી.) સોનું, લોઢું વગેરે. ૨ હરતાળ ગેરૂ વગેરે. ૩ ધાતના ૧ લા અર્થમાં. ૪ હરેક શબ્દનું મૂળ.

ધાર, (સ્ત્રી.) હથિયારની કોર. ૨ નીચે પડતા પ્રવાહીની લીટી. (ઉ.) પાણીની ધાર. ૩ નાહાના ડુંગર. ૪-૫-૬ (ક્રિ.) ધારવું એ શબ્દના અર્થમાં.

ધારણ, (સ્ત્રી.) તોળવામાં આવૃત્તિ થાય તે. (ઉ.) કેટલી ધારણ થે? ૨ ધૈર્ય, મનન.

ધારવું, (ક્રિ.) ધારણ કરવું. ૨ વિચારવું. ૩ શાર કરવુ.

ધારો, (પુ.) દસ્તુર કાયદો. ૨-૩-૪ ધાર એ શબ્દ ત્રણ અર્થના બહુ વચનમાં. ૫-૬-૭ ધારવું એ શબ્દ જુવો.

ધીર, (સ્ત્રી.) ધીરજવાન પુરૂષ. ૨ (ક્રિ.) ધીરવું. ૩ (સં.વિ.) પંડિત. ૪ કકુ.

ધીરો, (પુ.) ધીરજવાન માણસ. ૨ (ક્રિ.) ધીર પકડની. ૩ (પુ.) એ નામનો ગુજરાતિ કવિ એક થૈગયો.

ધૂપ, હિં. (પુ.) તડકો. ૨ અગર બત્તઆદિની બળતી સુગંધ.

ધોરી, (પુ.) ઘરનો મુખ્ય કારભારી. ૨ મ્હોટો રસ્તો.

૩ (સ્ત્રી.) મ્હોટી નસ. ૪ (પુ.) બળધ.
ઘોળ, (ન.) રાગનો ભેદ. ૨ (સ્ત્રી.) હાથથી મારવું તે, ધોલ. ૩ (ક્રિ.) ધોળવું સફેત રંગ આપવો. ૪ હાલારનું એક ગામ.
ધ્રુવ, (સં.) (પુ.) એ નામનો અચળ તારો. ૨ નિશ્ચય. ૩ એ નામનો ઉત્તાનપાદ રાજાનો દીકરો. ૪ એ નામનું એક ઝાડ. ૫ મહાદેવ. ૬ વિષ્ણુ.

---

## ( ન. )

નકલ, (સ્ત્રી.) કોઇ પદાર્થ ઉપરથી બીજો તેવોજ કરવો તે. ૨ રમુજી વાત. (નકલી) તે એ વાત કરનારો.
નકી, (પુ.) ચોબદાર. ૨ (અ.) નિશ્ચય. ૩ (પુ.) એકી.
નંગ, (ન.) હીરા માણેક વગેરે. ૨ જણસના દાગીના.
નજર, (સ્ત્રી.) આંખથી જોવું તે, દૃષ્ટિ. ૨ ઇનામ, ઇજ્જાદ. ૩ એ નામનો વ્હેમથી મનાતો રોગ. (ઉ.) એને નજર પડી છે. [૩ આનંદ.
નંદ, (પુ.) વાણીયો. ૨ (સં.) શ્રી કૃષ્ણના પિતા.
નંદન, (પુ.) આનંદ કારક. ૨ દીકરો. ૩ ઇંદ્રનું વન.
નર, (પુ.) પુરૂષ. ૨ હરેક પ્રાણીમાં પુરૂષ જાતિ. ૩ હરેક કાણાવાળી ચીજમાં બેસતો દાંડો. (ઉ.) કમાડનાં નરમાદા, શાંકળનાં નરમદા.

નરક, (ન.) વિષ્ઠા, છાણ. ૨ દોજખ.
નરો, (પુ.) બિલકુલ. (ઉ.) એમાં નરો કચરો છે. ૨ બહુ વચને નર.
નલ, (પુ.) એ નામનો અસલ એક રાજા થૈ ગયો. ૨ ગોળ પાણી વગેરે લે જવાનો ભોંયમાંથી કાઢેલું ભુંગળું. ૩ પેટમાં એવા નળ છે તે.
નવ, (ત્રિ.) નવું. ૨ સંખ્યા—ચાર ને પાંચ.
નવરત્ન, (ન.) નવ ઝવેરની જાત. ૨ વિક્રમની સભાના નવ પંડિત. ૩ એ નામનો એક ગ્રંથ.
ના, (અ. પ્ર.) જુવો એકાક્ષરી કોશ.
નાક, (ન.) ગંધજ્ઞાનેંદ્રિય. ૨ લાજ, શરમ, આબરૂ. ૩ (સં.) સ્વર્ગ. ૪ આકાશ.
નાખવું, (ક્રિ.) છોડી દેવું, તજવું, નીચે પડવા દેવું. ૨ ઉલટી કરવી.
નાગ, (સં. પુ.) સર્પ. ૨ હાથી. ૩ (ન.) લવીંગ.
નાગર, (સં.) (પુ.) ચતુર. ૨ શેહેરમાં રેહેનાર. ૩ (ત્રિ.) એ નામની બ્રાહ્મણની જાતિ. ૪ સુંઠ. ૫ નાગરમોથ.
નાગો, (પુ.) લુગડા વિનાનો. ૨ શરમ વિનાનો. ૩ દીવાળીયો.
નાડી, (સ્ત્રી.) શરીરમાં લોહી લે જનારી નળીયો. [૨ સુતર વગેરેની પાટી.
નાડું, (ન.) દોરડું. ૨ નાડા છડી. ૩ સુતરની પાટી.
નાથ, (પુ.) ધણી. ૨ (સ્ત્રી.) બળદના નાકમાં જે દોરડુ નાખે છે તે.

નાનો, (પુ.) લઘુ, મ્હોટો નહીં તે. ૨ માનો બાપ.
નાભી, (સં.) (સ્ત્રી.) ડુંટી. ૨ પૈડાની આક.
નામ, (સં.) (ન.) સંજ્ઞા. ૨ પ્રસિદ્ધિ. ૩ ક્રોધ.
 ૪ દ્વૈતસ્વીકાર. ૫ નિંદા. [રસમાં)
નાયક, (પુ.) મુખ્યસરદાર. ૨ સ્ત્રીનો પરંપ્રિય પુરૂષ. (શૃંગાર
નાળ, (સ્ત્રી.) નળીયું. ૨ તોપ. ૩ વાંસાની ભુંગળી.
 ૪ ઘોડાના પગમાં લ્હોડાનું નાખે છે તે. ૫ કમળદંડ.
 ૬ જાર બાજરીનું ડુંડું.
નિંદવું, (ક્રિ.) નિંદા કરવી. ૨ ખેતરમાંથી ઘાસ વગેરે
 કચરો કાહાડી નાખવો.
નિદાન, (ન.) નિશ્ચય. ૨ રોગના કારણનો નિશ્ચય.
નૈ, જુવો એકાક્ષરી કોશ.
નેણ, (ન.) ચામડાનું દોરડું ઘાસારાને બાંધે છે તે.
 ૨ (સ્ત્રી.) આંખ. [ઘર.
નેહ, (પુ.) સ્નેહ. ૨ (ન.) આરણ્ય ને જંગલમાં રેહેવાનાં
નોર, (પુ.) વ્હાણનું ભાડું. ૨ બિલાડી આદી જાન-
 વરના તીક્ષ્ણ નખ.

---

## (પ.)

પઈ, (ન.) પયડું. ૨ હલકામાં હલકો નાંખ્યાનો શિક્કો.
પક્ષ, (સં. પુ.) પંદર દાહાડા તથા રાત. ૨ પીછાં.
 ૩ સહાય. ૪ તરફદારી.

પત્ર, (પુ.) કાગળ. ૨ (ન.) માનકું. ૩ પાંખ.
પથરી, (સ્ત્રી) અસ્ત્રા વગેરે ઘસવાનો પથ્થર. ૨ એ નામનો પેટમાં થતો રોગ.
પદ, (પુ.) (ન.) પગ. ૨ પદવી, સ્વસ્થળ. ૩ શબ્દ. ૪ રાગબંધી કવિતા. ૫ વ્યવસાય. ૬ ચિન્હ.
પદાર્થ, (પુ.) ચીજ, વસ્તુ. ૨ પદનો અર્થ.
•પદ્મ, સં. (ન.) કમળ. ૨ દશ હજાર લાખ.
પરજિયો, (પુ.) એક જાતનો સોની. ૨ એ નામનો રાગ.
પરબ, (ન.) પાણી પાવા માટે બાંધેલી જગા. ૨. તેહેવાર.
પરોણો, (પુ.) લાકડી. ૨ મ્હેમાન.
પર્વ, (ન.) તેહેવારનો દાહાડો. ૨ ગ્રંથના અધ્યાય.
પલ, (ગં. ન.) ૪૦ માસા ભાર. ૨ માસ. ૩ ઘડીનો ૬૦ મો ભાગ. ૪ (ક્રિ.) પળવું-નાસવું.
પળી, (ન.) ધોળાવાળ. ૨ (સ્ત્રી.) પરવળું.
પક્ષ, (સ્ત્રી.) પાંખ. ૨ (ન.) પંદર દિવસ. ૩ (પુ.) તરફદારી.
પા, જુવો એકાક્ષરી કોશ. [પાસાણી.
પાઈ, (સ્ત્રી.) આગ્ધી, હલકો શિક્કો. ૨ ગોળપીની
પાક, (પુ.) અન્ન વગેરેનું પાકવું તે. ૨. પીગોળ સાકર વગેરેનો જીવેલો પાક. ૩ (ત્રિ.) પવિત્ર. ૪ (પુ. સં.) બાળક.

પાકેવું, (ક્રિ.) ક્યારા મટી જવી તે. ૨ ગુમડું ફુટે તે. ૩ વખત આવવો (ઉ.) હુંડી પાકી.

પાખી, (સ્ત્રી.) તેહેવારનો દિવસ. ૨ (અ.) વિના.

પાંગરો, (પુ.) ઘોડીવાનું નાકું. ૨ ઠેકાણું. ૩ (ક્રિ.) જવું. ૪ પાંનડાં આવવા (પાંગરવું.)

પાચક, (પુ.) રસોઇયો. ૨ (વિ.) પચાડી દે એવું ઓસડ.

પાટ, (પુ.) પાટલો, બાંક. ૨ પ્હોળાઈ. નદીનો પાટ.

પાટલી, (સ્ત્રી.) ન્હાનો બાંક. ૨ સોનાની પટી. ૩ ઘડી, સંકેલેલી વસ્તુ. ધોતીયા વગેરની. ૪ (ક્રિ.) બદલી. ૫ (સ્ત્રી.) ગંજીફાની રમત.

પાટી, (સ્ત્રી.) લાકડાની પાતળી પાટલી, છોકરાઓને ભણવાની, સ્લેટ. ૨ સુતરની ગુંથેલી જરા પ્હોળી નાડી જે ખાટલા ભરવાના કામમાં આવે છે તે.

પાટીયો, (પુ.) હાંડલું. ૨ એ નામનો ખાર. ૩ (સ્ત્રી.) બહુ વચને પાટી.

પાટો, (પુ.) જારની જાત. ૨ જુવો પટો. ૩ લુગડાનો ચીંગો.

પાડ, (પુ.) ઉપકાર. ૨ પર્વત. ૩ ભાત. ૪ (ક્રિ.) પાડવું.

પાડી, ભેંસનું બચ્ચું સ્ત્રી જાતિ. ૨ (ક્રિ.) પાડવું.

પાડુ, ભેંસનું બચ્ચું, નર જાતિ. ૨ (ક્રિ.) પાડવું.

પાડો, (પુ.) આંકનો ભાગ. ૨ ભેંસનો પુત્ર અથવા પતિ. ૩ માળો, ઘરનો. ૪–૫ પાડ બહુ વચને. ૬ (ક્રિ.) પાડવું. ૭ (પુ.) પાડ.

પાણ, (પુ.) હાથ. ૨ પથ્થર. ૩ (સ્ત્રી.) ચોથો ભાગ, ૪ (ન.) લુગડાંની ખેળ.

પાણિ, (સં.) (ન.) જળ. ૨ (પુ.) હાથ. ૩ (ન.) જોર. ૪ આપ, મોતી વગેરેનું. ૫ સોના રૂપાનો રસ ચડાવે છે તે. ૬ તરવાર ચાકુ વગેરેનું.

પાતર, (સ્ત્રી.) વેશ્યા. ૨ (ન.) યોગ્ય, લાયક. (પાત્ર.) ૩ વાસણ. ૪ ખાટલામાં ચાર પાંચ વાણના આંટા હોવ છે તે. ૫ ન્હાનો પર્વત. ૬ શ્રીરણ.

પાતરું, (ન.) પાનકું. ૨ લાકડાનું વાસણ.

પાદ, (પુ.) પગ. ૨ (ન.) ચરણ, કવિતામાં. ૩ મળ દ્વારથી વાયુ નીકળે છે તે.

પાધરી, (સ્ત્રી.) સીધી વસ્તુ. વાંકી ચુંકી નહીં તે. ૨ (પુ) ખ્રિસ્તિ ધર્મોપદેશક.

પાન, (ન.) પાનકું. ૨ નાગરવેલનું પાન. ૩ પીવું તે (ઉ.) મધુ પાન, અધરામૃત પાન. ૪ એક જાતનું ઘરાણું. ૫ ખાટલાનું વાંણ વણે છે તે એમને એમ લાંબુ ચાલતા કરે છે તે. ૬ તે અર્થ ઉપરથીજ લાંબી વાત. (ઉ.) એની પાન ખુટે શેની?

પાનું, (ન.) પાન, ૧ લા અર્થમાં. ૨ ધારવાળું હથિયાર ૩ લીલા રંગનું ઝવેર. ૪ બાપ, સંબંધ.

પાયરી, (સ્ત્રી.) નીસરણી. ૨ પદવી.

પાયો, (પુ.) ઊંડો ખાડો ઘર ચણવા વાસ્તે કરે છે તે. ૨ ખાટલાનો પગ

પાર, (પુ.) નદીનો સામેનો કાંઠો. ૨ છેડો. અંત.
પારણું, (ન.) અપવાસને બીજે દાહાડે જમવું તે. ૨ બાળકને ઝુલવાનું ઘોડીયા જેવું હોય છે તે.
પારસી, (સ્ત્રી.) સમસ્યા. ૨ (વિ.) પારસ દેશનાં રેહેનાર.
પારો, (પુ.) એક ધાતુ. ૨ મણકો. ૩ એક ઘરાણું સ્ત્રીયો ગળામાં નાખે છે તે. ૪-૫ પાર શબ્દનું બહુ વચન.
પાગ, (પુ) પાગડુ. ૨ (સ્ત્રી.) કાંઠો. (ઉ.) નદીની પાળ.
પાળવું, (ક્રિ.) પોષણ કરવું. ૨ જે બોલાતે પ્રમાણેજ કરવું.
પાળી, (સ્ત્રી.) છરી. ૨ (ક્રિ.) પાળવું. ૩ (ન.) એ નામનું ગામ. ૪ (સ્ત્રી.) અન્ન ભરવાનું માપ. ૫ વખતો વખત. ૬ (મં.) ઓગો. ૭ ચિહ્ન. ૮ પંક્તિ. ૯ પ્રદેશ. ૧૦ કાન.
પાલો, (પુ.) બરફ (આખા ભકતે વાપર્યો છે.) ૨ લીલી વનસ્પતિના પાન. ૩ (ક્રિ.) પાળવું. ૪ (પુ.) પગે ચાલનાર આદમી.—પાળો.
પાવડી, (સ્ત્રી.) ચાખડી. ૨ કચરો ઉપાડવાનું એક લોઢાના પતરાનું હથિયાર.
પાવડો, (પુ.) તોબરો. ૨ કચરો ઉપાડવાનું હથિયાર.
પાશ, (પુ.) જાગૃ. ૨ અસર, (ઉ.) હીંગને કસ્તુરીનો પાશ બેસે નહી. ૩ (અ.) પાસે.
પાસો, (પુ.) રમવામાં દાવ. ૨ (ક્રિ.) પાણી પીવું-પાસો.

પિંગળ, (પુ.) એ નામનો નાગ જેણે છંદ શાસ્ત્ર રચ્યું છે. ૨ છંદ શાસ્ત્ર. ૩ સૂર્યના ગણ. ૪ પીળો રંગ. ૫ એ નામનો ૫૧ મો સંવત્સર.

પીઠ, (સ્ત્રી.) વાંસો. ૨ ભાવ. ૩ બજાર.

પીઠું, (ન.) કલાલખાનું. ૨ પાપડ વણવા સારૂ કરેલી કણક.

પિંડ, (પુ.) ગોળો, એકઠું કરેલું. ૨ શરીર. ૩ શ્રાદ્ધને દાહાડે લોટના ગોળા પિતૃને અર્પે છે તે.

પીર, (પુ.) મુસલમાની મ્હોટો ફકીર, અથવા તેની ઘોર. ૨ (ન.) સ્ત્રીને બાપનું ઘર.

પીસો, (પુ.) એક જાતીનો રંગ (જો.) ૨ (ક્રિ.) પીલવું (ઉ.) તલ પીસો.

પુતળી, (સ્ત્રી.) લાકડા પથ્થરની આકૃતિ, સ્ત્રી વગેરેની. ૨ સોનાનો સિક્કો. ૩ આંખની કીકી.

પુર, (સં.) (ન.) શેહેર. ૨ નદીની રેલ. એકદમ પાણી આવે છે તે. ૩ સંખ્યા, ભરણું, (ઉ.) એ ગ્રંથનું કેટલું અથવા કેટલા શ્લોકનું પુર છે? ૪ (ક્રિ.) પુરવું, (ઉ.) તેલ પુર. ૫ ગુગળનું ઝાડ. ૬ ઘર.

પૂરણ, (ન.) પુરૂં. ૨ ચણાની દાળ તથા ગોળનું રાંધીને થાય છે તે.

પૂરવું. (ક્રિ.) ડાટવું. ૨ કેદ કરવું. ૩ પુરૂં કરવું. ૪ નાખવું; (ઉ.) તેલ પુરવું.

પૂરી, (સ્રી.) શહેર. ૨ એક જાતની ખાવાની વસ્તુ. ૩ સંપૂર્ણ સ્રીલિંગે. ૪-૫-૬-૭ જુવો પુરવું એ શબ્દનું ભૂતકાળે સ્રીલિંગ.

પૂરો, (પુ.) એક જાતનો પાણીનો જીવડો. ૩ સંપૂર્ણ પુલિંગે. ૩-૪-૫-૬ જુવો પુરવું. [વચને.

પૂલો, (પુ.) ઘાસની ઝોળી. ૨ પુલ એ શબ્દ બહુ

પૂજ્ય, (ત્રિ) પુજવા યોગ્ય. ૨ મીંડું, શૂન્ય. ૩ જૈનનો ગુરૂ. [આગળનું.

પૂર્વ, (ત્રિ.) પશ્ચિમની સામેની દશા. ૨ પ્રથમ

પેચ, (પુ.) પાગડીનો બંધ. ૨ સ્ક્રૂ. ૩ દાબ, બંદોબસ્ત. (ઉ.) એને પેચમાં લીધો છે.

પેઠ, (સ્રી.) બજાર. ૨ હુંડી ખોવાઈ ગયે તેને ઠેકાણે લખેનો કાગળ.

પેડા, (પુ. બ.) એક જાતની દુધ ખાંડની મીઠાઈ. ૨ (ગ. સ્રી.) પેટી.

પેર, (ન.) જામફળ. ૨ (સ્રી.) રીત. ૩ (ક્રિ.) પેરવું. (ઉ.) આ કપડું પેર.

પેલો, (પુ.) પ્રથમ. ૨ તે. ૩ ધુરણ, અંડ.

પેશ, (ન.) સફળ થવું તે. (ઉ.) કેમ તમારી વાત પેશ-પડી કે નહી? ૨ (ક્રિ.) પેસવું, (ઉ.) આ ઘરમાં પેશ.

પૈ, જુવો એકાક્ષરી કોશ.

પોંખ, (પુ.) લીલું રોકેલું અનાજ. ૨ (ક્રિ.) પોંખવું; વર કન્યાને પોંખ.

પોચી, (સ્ત્રી.) સોનાની હાથમાં પ્હેરવાનું ઘરાણું. ૨ નરમ હોય તે. ૩(ક્રિ.) પોચવું, (ઉ.) તમારી ચોપડી પોચી.
પોથી, (સ્ત્રી.) ચોપડી, પુસ્તક. ૨ લાખના રંગમાં બોળીને સુકવેલા રૂના કડકા.
પોર, (ન.) એ નામનું શ્હેર. ૨ (પુ.) દિવસનો ચોથો ભાગ. ૩ ગયેલું અથવા આવતું વરસ.
પોરો, (પુ.) ચોરી કરનાર સીપાઈનું ઠેકાણું. ૨ સમય ૩ વાસણ, પાણી ભરવાનું.
પોળ, (સ્ત્રી.) પોલાઈ. ૨ ઝાઝાં ઘર હોય તે. ૩ રૂનો દાબીને કરેલો પાટો. પોળી.
પોશ, (પુ.) કારતકથી ત્રીજો મહીનો. ૨ (સ્ત્રી.) સુંખડી દીવાળીયે ચાકરને આપે છે તે. ૩ (ઘં). ડાક. ૪ (ક્રિ.) પોષણ કરવું.
પ્રતિષ્ઠા, (સં. સ્ત્રી.) આબરૂ. ૨ દેવની સ્થાપના.
પ્રાણ, (સં. પુ.) શરીરમાંનો વાયુ. ૨ પરાક્રમ.

---

## ( ફ. )

ફજેતો, (પુ.) કેરીના રસની ખાવાની કઢી. ૨ ફીસાદ.
ફરો, (પુ.) ૧૭ પાલી. ૨ (ક્રિ.) ફરવું. (ઉ.) તમે ક્યાં ફરો.

ફળ, (સં.) (ન.) ઝાડના ફુલનો થતો પદાર્થ. ૨ નફો. ૩ જાયફળ. ૪ બાણનું અગ્ર. ૫ ઢાલ. ૬ ચાકુનું પાનું.
ફળી, (સ્રી.) સીંગ. ૨ (ક્રિ.) ફળવું.
ફાડ, (સ્રી.) અરધીયું. ૨ (ક્રિ.) ફાડવું, (ઉ.) લાકડું ફાડ.
ફાલ,ળ (પુ.) ઝાડને ફળ આવે તે. ૨ (સ્રી.) ગભરાટ બ્હીક લાગે એવું થવું (ઉ.) મને તો ફાળ પડી.
ફુલ, (ન.) પુષ્પ. ૨ આંખમાં ફુલું પડે તે. ૩ નાકનું ધરેલું સોનું. ૪ ફુલવાનો ખામિયત.
ફુલવું, (ક્રિ.) ફુલ આવવાં. ૨ ચ્હડી જવું, મ્હોટા થવું.
ફુલી, (સ્રી.) એક જાતનું ચિન્હ. ૨ (ક્રિ.) ફુલવું.
ફૂટ, (ન.) એક જાતનું મ્હોટું ચીભડું. ૨ (સ્રી.) તૂટ પડવી તે. ૩ (ઇં.) ભરવાનું માપ.
ફેર, (પુ.) તફાવત. ૨ વ્હાણ વગેરેમાં બેસેવાથી ઘુમરી આવે છે તે. ૩ સ્ક્રૂ.
ફેરો, (પુ.) ઝાડો. ૨ આંટો, ફરવું પડે તે.
ફેલ, (પુ.) ઢોંગ. ૨ (સ્રી.) દોરાની વાટેલી દડી.

---

## (બ.)

બગલો, (પુ.) સફેત રંગનું મત્સાહારી પક્ષી. ૨ બગલ એ શબ્દનું બહુ વચન.
બચવું, (ક્રિ.) રક્ષણ થવુ, સલામત રેહેવું. ૨ બાકી [રેહેવું.

બચ્ચી, (સ્ત્રી.) ચુંબન. ૨ છોકરીને લાડથી બોલાવેછે તે.
બદ, (સ્ત્રી.) એક જાતનો ગાંઠનો રોગ. ૨ (ત્રિ.) ખરાબ.
બંધ, (પુ.) બંદોબસ્ત. ૨ કવિતા કરવાની રીતી. ૩ બંધન. ૪ અટકી ગયેલું તે. ૫ કાગળનાં લાંબાં પાનાં.
બંધાણ, (ન.) વ્યસન. ૨ પેઠ ઊપર ઉના પાનડાં મુકે છે તે. ૩ બાંધેલુ તે.
બંધૂક, (સ્ત્રી.) પીસતેલ. ૨ (સં. પુ.) બપોરીયાનું ઝાડ.
બરાસ, (સ્ત્રી.) કુચો વાળનો. ૨ (પુ.) એક જાતનો કપુર.
બળ, (ન.) જોર. ૨ (ક્રિ.) બળવું, (ઉ.) દેવતામાં બળ.
બળી, (ન.) બળી દાન. ૨ (ક્રિ.) બળવું, ભૂતકાળ સ્ત્રીલિંગે. ૩ એ નામનો એક દાનવ.
બા, જુવો એકાક્ષરી કોશ.
બાઈ, (સ્ત્રી.) સ્ત્રીને માનથી બોલાવવાની રીત. ૨ બેન. ૩ સાસુ. ૪ ગામના રાજાની મા.
બાંધણું, (ન.) બાંધવાની વસ્તુ. ૨ લુગડામાં ભાત પડવા માટે તેમાં દોરાની ગાંઠો પાડે છે તે.
બાંધણી, (સ્ત્રી.) ઈમારત, બંધાએલી વસ્તુ. ૨ ભાતીગર લુગડું.
બાધા, (સ્ત્રી.) માનતા. ૨ (સં. સ્ત્રી.) પીડા.
બાંધો, (પુ.) શરીરનો કદ. ૨ (ક્રિ.) બાંધવું (ઉ.) ઘર બાંધો.
બાબ, (પુ.) ઘરાણું. ૨ પુસ્તકનો ભાગ, પ્રકરણ.

બાર, (ત્રિ.) સંખ્યા, ૭ ને ૭. ૨ (ન.) બારણું. ૩-૪-૫ જુવો બાહાર સર્વ અર્થમાં.

બારમુ, (ન.) મુવેલા માણસનો બારમો દિવસ, તે દાડે ક્રિયા કરે છે તે. ૨ અગીયાર વાર પછી એક વાર આવે તે. સંખ્યા.

બાલ, (સં.) (ન.) બાળક. ૨ (પુ.) વાળ, કેશ, (સુરતી.) ૩ (ક્રિ.) બાળવું (ઉ.) તારું મ્હોં બાળ.

બાવા, (પુ.) શુંગાઈ, વેરાગી. ૨ બાપ.

બાહાર, (ત્રિ.) અંદર નહીં તે. ૨ અવાજ, તોપ વગેરેનો. ૩ શોભા, રમુજ.

બી, જુવો એકાક્ષરી કોશ.

બીજ, (સ્ત્રી.) બીજી તિથિ. ૨ બી, મુળ.

બીડ. (સ્ત્રી.) ઘણું ઘાસ જેહેનું હોય તે જગા. ૨ (ન.) એક જાતનું કઠણ લોહોડું. ૩ (ક્રિ.) બીડવું (ઉ.) કાગળ બીડ.

બીડી, (સ્ત્રી.) પાનની વીંટેલી વસ્તુ. ૨ પીવાની તમાકુની ચીજ. ૩ (ક્રિ.) બંધ કરવું, (ઉ.) ડાબલી બીડી.

બીડું, (ન.) પાનની બીડી મ્હોટી. ૨ સાત ગોપારી અથવા બારેક વિવાહમાં સૌને આપે છે તે. ૩ (ક્રિ.) બીડવું. (ઉ.) ડાબલી બીડું?

બીડવું, (ક્રિ.) બંધ કરવુ. ૨ સીલ કરવું, મ્હોટાડવું.

બીલાડી, (સ્ત્રી.) એક જાતનુ જનાવર. ૨ લોહાના આંકડા વાળી ચીજ કુવામાંથી પડી ગયેલી વસ્તુ

કાહડવા માટે. ૩ વ્હાણને પાણીમાં થબાડી રાખ-
વાનું હથીઆર.
ખુંટ, (પુ.) આખાવર ફુવે. ૨ (સ્ત્રી.) દેવીનું નામ.
૩ કાંનની નીચેનો ભાગ. ૪ (હં) જોડા. (ખુટ)
ખુંટી, (સ્ત્રી.) ઔષધી. ૨ એક જાતનું દેશમાંનું ભરત
ભરે છે તે. ૩ ભાંગ. ૪ મુળીઉં. ૫ હુશિઆર.
ખુંદ, (ન.) ટીપુ, બિંદુ. ૨ કાફી, વસાણુ. [મત.
ખુધ, (પુ.) એ નામનો ગૃહ. ૨ ડાહ્યો. ૩ એ નામનો
ખુરૂં, (ન.) નઠારૂ. ૨ ખાંડ દાણાદાર, ઘોળલી ખાંડ.
સાકર. ૩ (ક્રિ.) બુરવું (ઉ.) આ ખાડ બુરું ?
ખેટ, (ન.) ચાર તરફથી પાણી હોય તેવી જગા.
૨ દ્વારકા પાસે શંખોદ્ધાર બેટ છે તેનું નામ.
ખેડિયું. (ન.) બત્રીસ મણના ભારની ગાડી. ૨ બેડી
શબ્દનું બહુ વચન (કાઠિઆવાડમાં)
ખેડું, (ન.) પાણીનું ભરેલું વાસણ. ૨ એક જાતનું
વસાણું. હરડું.
બેત, (સ્ત્રી.) ફારસી કવિતા એક જાતની. ૨ યુક્તિ.
બેશ, (અ.) સારૂં. ૨ (ક્રિ.) બેસવું (ઉ.) નીચે બેશ.
બેસવું. (ક્રિ.) નિચે ઠરવું. ૨ કીમત પડવી. (ઉ.) એ
છબીનું શું બેસેછે ? ૪ સારૂ થવું. (ઉ.) આ નવું વરસ
બેસ્યું. ૫ ઉભુ ન રેહેવું તે.
બેહેકવું. (ક્રિ.) નઠારા થવું. ખરાબ સ્વભાવના થવું.
૨ સુગંધ આપવી.

બોખો, (પુ.) દાંતવનાનો. ૨ (સ્ત્રી. બ.) બોખ શબ્દ.
બોજ, (પુ.) ભાર, તોલ. ૨ ડફપ, શાખ, આબરૂ.
બોજો, (પુ.) ભાર. ૨ તોળેલાં લાકડાનો ભારો.
બોલ, (પુ.) શબ્દ. ૨-૩ બોલવું એના અર્થમાં.
બોલવું, (ક્રિ.) ઉચ્ચાર કરવું. ૨ બોળવું, પાણી વગેરેમાં.
બોલી, (સ્ત્રી.) ભાષા. ૨ બંદોબસ્ત; કરાર.
બોળું, (ન.) ઘણું. ૨-૩-બોળવું જુવો.
બોળો, (પુ.) ઘણો. ૨ (પુ.) પલાળી ચુકેલો લોટ. (ઉ.) ઘેંશનો બોળો. ૩ (બ.) બોલ. ૪-૫ જુવો બોલવું.

---

## (ભ.)

ભંગ, (સં. પુ.) નાશ. ૨ પાણીની લેહેર.
ભંગી, (ત્રિ.) ભાંગ પીનાર ૨ ઢેડ.
ભટ, (સં. પુ.) જોદ્ધો. ૨ બ્રાહ્મણની ઓડક.
ભંડારી, (પુ.) એક નીચ જાતના લોક. ૨ ભંડાર રાખવા વાળો. [ ભણવું, (ભૂ. સ્ત્રી.)
ભણી, (અ.) તરફ (ઉ.) કેની ભણી જશો? ૨ (ક્રિ.)
ભમર, (સ્ત્રી.) આંખની ઉપરના વાળ. ૨ (પુ.) ભમરો.
ભમરી, (સ્ત્રી.) એક જાતની માંખી કાળી. ૨ નદીમાં અથવા તળાવમાં જે ઠેકાણે ઊંડું પાણી હોવાથી ગોળ ચકર ફર્યાં કરે છે તે.

ભમરો, (પુ.) મ્હોટી માખી. ૨ બાગરનું બાહુ વસન.
ભરડો, (પુ.) એક જાતના શિવપૂજક બ્રાહ્મણ.
૨ (ક્રિ.) ભરડવું (ઉ.) આ ચણા ભરડો.
ભરણ, (સં.) (ન.) આંખમાં સંકેત ઓસડ નાખે છે તે.
૨ ભરીને માપવું. ૩ પોષણ. ૪ મુસારો.
ભરણી, (સ્ત્રી.) ૨૭ મું નક્ષત્ર. ૨ ભરવું જુવો.
ભરત, (ન.) રેશમનું સોયથી લુગડાંમાં ચિત્ર કાહાડે છે તે.
૨ ભરવું જુવો. ૩ (સં.) (પુ.) એ નામનો રાજા.
૪ નટ, ભવૈયો.
ભરતી, (સ્ત્રી.) દરિયાનું પાણી ફેલાય છે તે. ૨ પુરૂં
થવું તે. ૩ નવું લશ્કર.
ભરમ, (પુ.) સંશય. ૨ શાખ, આબરૂ.
ભરવું, (ક્રિ.) ખાલી વસ્તુમાં કાંઈ નાખવું તે. ૨ નાણું
આપવું. ૩ માપવું. ૪ રેશમથી ચિત્રપર સીવવું.
ભજવું, (ક્રિ.) બેઠું થવું. ૨ બાળકનું ઓકવું.
ભવ, (સં.) (પુ.) સંસાર. ૨ જન્મ. ૩ શિવ. ૪ કલ્યાણ.
ભવિષ્ય, (ન.) થવાનો બનાવ. ૨ નસીબ. ૩ જોશ.
ભાગ, (ન.) નસીબ. ૨ (પુ.) અંશ. [પાવી ભાંગ.
ભાંગ, (સ્ત્રી.) કેફની વસ્તુ. ૨ (ક્રિ.) ભાંગવું, (ઉ.) સો-
ભાગવું. (ક્રિ.) કડકા કરવા. ૨ નાસવું. ૩ ભાગા-
કાર કરવો.
ભાંગણી, (ક્રિ.) ભાગ પાડવા તે. ૨ હિસાબની ૧ રીતિ.

ભાડ, (સ્ત્રી.) મ્હોટો ચુલો. ૨ બેન બેઠીને કોઈ ઠેકાણે મોકલી દ્રવ્ય લેવું તે.
ભાંડ, (સં.) (ન.) વાસણ. ૨ (પુ.) ભવૈયાની જાતિ. ૩ (ક્રિ.) ભુંડું બોલવું, ભાંડવું. (ન.) ૪ ઘરાણું.
ભાત, (પુ.) ચોખા. ૨ (સ્ત્રી.) રીત. ૩ જુદી, જાત.
ભારી, (ત્રિ.) બોજદાર, ભારે. ૨ લાકડાની કોળી.
ભાલો, (પુ.) બરછી ૨ (ક્રિ.) જુવો–ભાળો.
ભાવ, (સં.) (પુ.) દર, બજાર. ૨ સ્વભાવ. ૩ અવસ્થા. ૪ ઈચ્છા. ૫ પ્યાર. ૬ સત્તા. ૭ અભિપ્રાય. ૮ ચેષ્ટા. ૯ આત્મા. ૧૦ જન્મ. ૧૧ મનોવિકાર.
ભાળ, (ન.) કપાળ. ૨ (સ્ત્રી.) તલાસ. ૩ (ક્રિ.) જોવું.
ભિંડી, (સ્ત્રી.) એક જાતની ભાજી. ૨ એ ઝાડમાંથી નીકળતાં રેષાં. [૩ (ક્રિ.) ભીડવું.
ભીડ, (સ્ત્રી.) ઘણા લોકની ગરદી. ૨ તાણ, તંગી.
ભુંડ, (ન.) કહોળ સડી તેમાં જીવડાં પડે છે તે. ૨ ડુક્કર.
ભૂંડો, (પુ.) નઠારો. ૨–૩ ભુંડ–બહુવચને.
ભૂત, (સં.) (ન.) તત્વ. ૨ અવગતિમાં માણસ. ૩ થૈ ગયેલું. ૪સરખું ૫મળેવું. ૬પ્રાણી. ૭અતિત. ૮ન્યાય. ૯સત્ય.
ભેટ, (સ્ત્રી.) મુલાકાત. ૨ નજર, ઈનામ, નજરાણું.
ભૈરવી, (સ્ત્રી.) દેવી. ૨ એ નામનો રાગ.
ભોગ, (સં.) (પુ.) સુખ દુઃખ સહન. ૨ આનંદ, ખુશી, મઝા. ૩ દુઃખ, કમનસીબ. (ઉ.) ભોગ તારો. ૪ સર્પનું શરીર. ૫ સર્પની ફણા.

ભોગી, (પુ.) સર્પ. ૨-૩-૪-ભોગ ભોગવનાર.
ભોમ, (પુ.) મંગળ. ૨ (સ્ત્રી.) જમીન.
ભોમિયો, (પુ.) રસ્તાનો માહિતગાર સખસ. ૨ કાઠીયાવાડના જમીનદાર.

---

## ( મ. )

મકર, (સ્ત્રી.) એ નામની રાશી. ૨ (પુ.) ઢોંગ. ૩ (સં.) મઘર.
મંકોડો, (પુ.) એક જાતનો કીડો. ૨ સાંકળનો આંકડો.
મગજ, (પુ.) માથામાંનો ભાગ. ૨ ગર, વચમાંનો ભાગ. ૩ એ નામનું મિષ્ટાન. [ નામનો ગ્રહ.
મંગળ, (ન.) સારૂં નસીબ. ૨ સારો અવસર. ૩ એ
મગરૂર, (પુ.) એ નામનો જંતુ. ૨ અહંકારી.
મજકુર, (પુ.) ઉપર કહેલું. ૨ બનેલી બીના.
મઠ, (પુ.) એ નામનો કઠોળ. ૨ સન્યાસી વગેરેને રેહેવાની જગો.
મણિયો, (પુ.) મણના તોલનો. ૨ (સ્ત્રી. બ.) મણી.
મત, (પુ.) વિચાર. ૨ સંપ્રદાય. ૩ બુદ્ધિ.
મંદ, સં. (વિ.) ધીમું. ૨ બેવકૂફ. ૩ આંધળું. ૪ (ફા.) (પ્ર.) જે પાસે હોય તે (ઉ.) દોલતમંદ.

મદ, (સં.) (પુ.) કેફ. ૨ જુસ્સો. ૩ હાથીનું ઝરણ. ૪ અભિમાન. ૫ કસ્તુરી. ૬ હર્ષ.

મધ, (ન.) માંખીઓએ ફુલમાંથી એકઠો કરેલો પદાર્થ. ૨ હરેક મીઠો પદાર્થ. ૩ મધ્ય, (ઉ.) મધરાત.

મધ્યમા, (સં. સ્ત્રી.) જુવાન સ્ત્રી. ૨ વચલી આંગળી. ૩ ત્રીજી વાચા.–પરા, પશ્યંતિ, મધ્યમા, વૈખરી.

મને, (ત્રિ.) હુંને. ૨ (સ્ત્રી.) મનાઈ. ૩ (ન.) મનથી.

મનતા, (સ્ત્રી.) હઠ. ૨ સ્નેહ.

મરગી, (સ્ત્રી.) ફોગળીવાનો રોગ. ૨ હરણી. ૩ કુકડી.

મરજાદ, (સ્ત્રી.) હદ. ૨ વૈષ્ણવ લોકો મ્હારાજ પાસે મંત્ર બંધન લેછે તે. ૩ શરમ.

મરી, (ન.) એક જાતનું વસાણું. (ક્રિ. ભૂ. સ્ત્રી.) મરવું.

મરેઠી, (સ્ત્રી.) મરાઠાની સ્ત્રી. ૨ એક જાતની ઔષધી.

મલ.(પુ.) મેલ, કચરો. ૨ મલ્લ, જોરાવર. ૩ (ક્રિ.) મળવું.

મળવું, (ક્રિ.) ભેળા થવું. ૨ પેદા થવું. ૩ ખોવાઈ ગયલું હાથ લાગવું. ૪ જામવું. (ઉ.) દહીં મળવું.

મલુક, (ન.) દેશ. ૨ (ત્રિ.) સારૂં. (કાઠીઆવાડમાં)

મશ, (અ.) ઘણું. ૨ (સ્ત્રી) મેશ, કાજળ. ૩ (પુ.) શરીર ઉપર કાળા ડાઘ પડેછે તે. ૪ બ્હાનું.

મસાલો, (પુ.) જુદાં જુદાં વસાણાં મરી મરચુ હળદાર વગેરે ભેળાં કરેલાં. ૨ મસાલ શબ્દ બહુ વચને.

મહી, (સ્ત્રી.) પૃથ્વી. ૨ એ નામની ગુજરાતમાં નદી.

મા, (સ્ત્રી.) માતા, જનેતા. ૨ લક્ષ્મી. ૩ દેવી. ૪ ઘરડી સ્ત્રીને માનથી બોલાવવાનો શબ્દ.

માંકડી, (સ્ત્રી.) વાનરી. ૨ ઘંટીમાં રાખવાની લાકડાની ચીજ. ૩ છાસ વલોવાની ગોળી ઉપરનું લાકડું.

માંકડો, (પુ.) વાંદરો. ૨ માંકડ બહુવચને.

માગણી, (સ્ત્રી.) માગવું તે. ૨ ઉઘરાણી કરવી તે. ૩ કોઈની પાસેથી કન્યા લેવાવિષે પુછપરછ કરવી તે.

માજી, (ત્રિ.) વે ગયેલું, આગળના વખતમાં હતું તે. (ઉ.) માજી ગવરનર જનરલ. ૨ (સ્ત્રી.)મા, મ્હોટીમા

માટી, (સ્ત્રી.) ધુડ. ૨ (પુ.) ધણી, પતિ.

માંડવું, (ક્રિ.) સરૂ કરવું. ૨ સ્થાપવું. ૩ લખવું.

માંડો, (પુ.) રોટલીની ઉપરનું પાતળું પડ. ૨ (ક્રિ.) માંડવું.

માણ, (સ્ત્રી.) માટીની ગોળી. ૨ (ક્રિ.) માણવું.

માણું, (ન.) અંનનુ માપ. ૨ (ક્રિ.) માણવું (ઉ.) "શ્રી નગર વસી સુખ માણુંરે."

માતા, (સ્ત્રી.) મા, જનની. ૨ શીતળા. ૩ (ત્રિ.) દોલતવાળા (ઉ.) જેમ જેમ માતા થતા જાય છે તેમ તેમ અભિમાન વધતું જાય છે. ૪ હરેક વસ્તુનો વધારો થયો હોય તે.

માત્રા, (સ્ત્રી.) અક્ષર ઉપર ( ˜ ) આવું ચિન્હ કરેછે તે. ૨ કવિતા કરવામાં એ નામની ગણતી થાયછે તે. ૩ ઔષધી ભસ્મ.

માન, (ન.) આબરૂ. ૨ ગર્વ. ૩ (પ્ર.) વાળું, (ઉ.) દોલતમાન, બુદ્ધીમાન. ૪ (ક્રિ.) માનવું, (ઉ.) મારી વાત માન નહીં તો દુખી થૈશ.
માયા, (સ્ત્રી.) સ્નેહ, હેત. ૨ દયા. ૩ દ્રવ્ય, દોલત. ૪ સૃષ્ટિની મૂળશકતી. [૩ કામ દેવ.
માર, (પુ.) ખૂબ ટીપવું, મારવું તે. ૨ નુકસાન. (સં.)
મારવું, (ક્રિ.) ઠોકવું, ટીપવું. ૨ જીવ લેવો. ૩ ધાતુની બસ્મ કરવી. ૪ જીતવું.
મારી, (સ્ત્રી.) કોગળીયાનો રોગ. ૨ (ત્રિ.) પોતાનું બતાવનાર શબ્દ, મ્હારી. ૩ (ક્રિ. ભૂ. સ્ત્રી.) મારવું.
મારો, (પુ.) મારનારો, ૨ (ક્રિ.) મારવું.
માલ, (પુ.) મિલ્કત, ચીજ વસ્ત. ૨ માળ, મેડી. ૩ (સ્ત્રી.) માળા. ૪ રેંટીયાની સુતરની કરવી ચીજ. ૫ મિસાત.
માલમ, (પુ.) વ્હાણનો કપતાન. ૨ (ત્રિ.) જાણેલું.
માળા, (સ્ત્રી. મણકાની દોરી. ૨ (પુ.) માળ બહુ વચને. ૨-૩-૪ અર્થમાં.
માળો, (પુ.) ઘરની ચાલી. ૨ પક્ષીનું ઘર. ૩ (બ.) માળ.
માવો, (પુ.) દુધ ઉકાળી ખૂબ જાડું કરેલું તે. ૨ ગર.
માસો, (પુ.) મહીનો. ૨ માસીનો વર. ૩ એ નામનો તોલ.
મીઠું, (ન.) લુણ, ખારો પદાર્થ. ૨ મિષ્ટ, ગળ્યું.
મીન, (ન.) માછલું. ૨ એ નામની રાશિ.

મુકવું, (ક્રિ.) ત્યાગવું. ૨ ધરવું, મેલવું.
મુંજ, (ન.) એ જાતનું સણ જેવું ઘાસ. ૨ (સં.) જનોઈ.
મુઠ, (સ્ત્રી.) મુઠી. ૨ મંત્રથી મારી નાંખે છે તે. ૩ તરવારની ઝાલવાની જગા.
મુંબઈ, (સ્ત્રી.) માણસની ચરબીમાંથી થતો પદાર્થ–૨.એ નામનું શેહેર.
મુહૂર્ત, (ન.) બે ઘડી. ૨ યોગ્ય સારો વખત.
મૂડી, (સ્ત્રી.) ગરથ, પુંજી. ૨ માપ દાણાનું.
મૂડો, (પુ.) ટોપરાનો. ૨ માપદાણાનું.
મૂલ, (સં.)(પુ.) ઝાડનુ થડ. ૨ પ્રથમ. ૩ ઓગણીસમું નક્ષત્ર. ૪ કીમત. ૫ પાંચની સમસ્યા.
મે, જુવો એકાક્ષરી કોશ.
મેર, (પુ.) મેરૂપર્વત. ૨ માળામાંનો એક લાંબો પારો. ૩ હોકાની ડાંડી. ૪ (સ્ત્રી.) મેહેરબાની. ૫ (ક્રિ.) મર. (ઉ.) મેર મારા પીટયા !
મેળ, (પુ.) પ્રીતિ. ૨ હિસાબ. ૩ સમૂહ. ૪ શરીર ઉપર એકઠો થયેલો કચરો (મેલ.) ૫ (ક્રિ.) મૂકી દેવું. ૬ (પુ.) મ્હેલ. [૩ મુકાબલો.
મેળવણી, (સ્ત્રી.) સાથે મેળવવું તે. ૨ સરવાળો.
મેળવવું, (ક્રિ.) પેદા કરવું. ૨ ભેળવવું, મિશ્રિત કરવું. ૩ મુકાબલો કરવો.
મેલો, (પુ.) કચરા વાળો. ૨ મુવાના સમાચારનો

કાગળ. ૩ મગાવડો લોકોનો. ૪ (ક્રિ.) મુકવું. (ઉ.) ભણવા મેલો.

મોપરી, (સ્ત્રી.) ફૂલની જાત. ૨ ન્હાની ખાંડવાની ચીજ. ૩ એક જાતની લાંબી વનસ્પતિ.

મોપરો, (પુ.) ફૂલની જાત. ૨ દીવાની બત્તીનો બળેલો ભાગ. ૩ એક વનસ્પતિ.

મોર, (પુ.) પક્ષીનું નામ. ૨ આંબાને ફૂલ આવતા પ્હેલાં આવે છે તે. ૩ છાપ. ૪ (સ્ત્રી.) સોનાનો સિક્કો. ૫ (અ.) આગળ.

મોરી, (ન.) મ્હેરબાના હાથનું પરાણું. ૨ (સ્ત્રી.) ખાળ. ૩ ગાયને ગળે બાંધવાનું દોરડું.

મોલ, (પુ.) ખેતરમાં ઉગેલું અનાજ. ૨ મ્હેલ.

મોળો, (પુ.) ખાટ રસવિનાનો પદાર્થ. ૨ (બ.) મોલ શબ્દ. ૩ (ક્રિ.) મોળવું, કાપવું. (ઉ.) શાક મોળો.

મોહરો, (પુ.) શંખ, ફોડો પાણીરા કરવાનો. ૨ (સ્ત્રી.) મોહર બહુ વચને.

---

## ( ય. )

યતિ, (પુ.) જોગી, સર્વ ત્યાગી. ૨ (સ્ત્રી.) કવિતામાં યતિ, વિસામો આવે છે તે.

યમક, (ન.) શબ્દ જોડવાનો પ્રકાર, ૨ બે. (વિ.) જોડું.

રસી, (સ્ત્રી) પરુ. ૨ દોરડી. [બચાવ.
રક્ષા, (સ્ત્રી.) રાખ. ૨ રાખડી, દોરડી. ૩ રક્ષણ,
રા, જુવો એકાક્ષરી કોશ. ૧ દોલત. ૨ સોનું.
રાગ, (પુ.) રીશ, દ્વેષ. ૨ ગવાય છે તે.
રાંડ, (સ્ત્રી.) ધણી વિનાની સ્ત્રી. ૨ વેશ્યા. ૩ સ્ત્રીને ધિક્કાર પૂર્વક બોલવું.
રાણો, (પુ.) રાજા. ૨ (સ્ત્રી.) રાણ બહુવચને.
રાધા, (સ્ત્રી.) શ્રી કૃષ્ણની સ્ત્રી. ૨ એ નામનું નક્ષત્ર.
રામ, (પુ.) ભગવાનનો અવતાર. ૨ આનો. ૩ જોર.
રામરામ, (અ.) બે જણ મળતી વખત પ્રથમ બોલવું તે. ૨ કાંઈ દલગીરી જેવું થવેથી બોલવું તે.
રાવ, (પુ.) રાજા. ૨ (સ્ત્રી.) ફરિયાદ.
રાશ, (સ્ત્રી.) બળધને ગળે બાંધવાનું દોરડું. ૨ પુછ્છ. ૩ રમના વર્ણનનો વિસ્તાર. ૪ રાશી. ૫ રસ રમણ થાય તે.
રાશી, (સ્ત્રી.) મેષાદિક બાર. ૨ (ત્રિ.) ઉતરતું. ૩ સમુહ.
રાળ, (સ્ત્રી.) સવાબે રૂપિયાનો સિક્કો. ૨ એક જાતનું વસાણું.
રૂ, જુવો એકાક્ષરી કોશ.
રે, જુવો એકાક્ષરી કોશ.
રેત, (સ્ત્રી.) રેતી. ૨ વીર્ય. [હતી.
રેતી, (સ્ત્રી.) ધુડ. ૨ (ક્રિ.) રેહેવું, (ઉ) તે ત્યા રેતી

રેલ, (સ્ત્રી.) નદીનું પૂર. લાકડાની પુસ્તક રાખવાની ચીજ. (ઉ.) તારો. શુ રેસ ગણો?
રેસ, (ન.) આનાનો ૨૫ મો ભાગ. ૨ નુકસાન,
રેશો, (પુ.) કુચો. ૨ રેસ બહુ વચને. ૩ (ક્રિ.) રેહેવુ, (ઉ.) ઈહિ રેશો?
રો, જુવો એકાક્ષરી કોશ.
રોજ,(પુ.) દાહાડો. ૨ પગારનો ચ્હડેનો દાહાડો. ૩ એ નામે [જાનવર.
રોજો, (પુ.) ઘોર. ૨ અપવાસ.

---

## (લ.)

લકા, (સ્ત્રી.) સિંહલદ્વીપ. ૨ આતશબાજી.
લખ, (પુ.) લક્ષ. ૨ (ક્રિ.) લખવુ. (ઉ.) કાગળ લખ.
લખલખ, (અ.) બડબડ. ૨ (ક્રિ.) લખલખ કરવું લખ્યા કરવું.
લખોટો, (પુ.) રમવાનો ગોળો. ૨ કાગળનો વીંટલો.
લંગન, (ન.) વિવાહ. ૨ લે, પ્યાર.
લગર, (ન.) વ્હાણઉભું રાખે છે તે. ૨ એ નામનુ ઘરાણુ પગમા પ્હેરવાનું.
લઘુ, (ત્રિ.) ન્હાનુ. ૨ પિંગળમા-હસ્વ વિચાર.
લત, (સ્ત્રી.) વ્યસન. ૨ લાત.
લલિત, (ત્રિ.) મનોહર. ૨ (પુ.) એ નામનો રાગ.

લક્ષ, (ત્રિ.) ૧૦૦૦૦૦ સંખ્યા. ૨ (ન.) ધ્યાન.
લક્ષ્મી, (સ્ત્રી.) દોલત. ૨ વિષ્ણુની સ્ત્રી.
લાખ, (પુ.) ૧૦૦૦૦૦ સંખ્યા. ૨ ચપડી, જોગણી.
લાખો, (પુ.) વગર નોતરે જમવા જનાર.
૨ (ત્રિ. બ.) લાખ.
લાગ, (પુ.) યોગ્ય વખત. ૨ કળ સંચાના રાગ.
લાગવું, (ક્રિ.) મનમાં આવવું. ૨ વાગી જવું.
૩ સરૂ કરવું.
લાટ, (પુ.) રેંટિયા વગેરે યંત્રોમાં નાખવાનો લોઢાનો ડાંડો.
૨ નરિગ પ્રમાણે સુરતીમાં આવે તે. ૩ ચોકડો,
નિલામનો લાટ. [આ ગાડી લાદ.
લાદ, (સ્ત્રી.) ઘોડાનું ગુ. ૨ (ક્રિ.) લાદવું, (ઉ.)
લાદી, (સ્ત્રી.) પથરાની ચોકી. ૨ (ક્રિ.) લાદવું–
(ઉ.) પેટી લાદી.
લાલ, (ત્રિ.) રાતો રંગ. ૨ (પુ.) ઝવેરાતનો લંબ ગોળ
પદાર્થ. ૩ (સ્ત્રી.) મ્હોંઢામાંથી નીકળતું પાણી–લાળ.
લાવ, (પુ.) હોરા. ૨ (ક્રિ.) લાવવું; (ઉ.) કેરી
લાવ. (લાવો.)
લિંગ, (પુ.) ગુપ્તેંદ્રિય. ૨ જાતિ. ૩ શિવની મૂર્ત્તિ.
૪ એ નામનું પુરાણ. ૫ એ નામની દેહ.
લીલું, (ન.) લીલા રંગનું. ૨ લીંતું ૩ એ રંગનું નંગ
લીલા, (સ્ત્રી.) ચરિત્ર. ૨–૩ લીલું જુવો.
લુ, જુવો એકાક્ષરી કોશ.

લે, જુવો એકાક્ષરી કોશ.
લેપ, (સં. પુ.) ભોજન. ૨ લીપવું, ચોપડવું તે
લેહેર, (સ્ત્રી.) નિદ્રાનાં ઝોલાં. ૨ રંગનાં વાંકાં લિસ્સોટાં. ૩ મોજ. ૪ હવા. ૫ દરિયાનો મોજો. ૬ નિશાનું ચ્હડી જવું.
લોઢ, (પુ.) દરિયાનો મોજો. ૨ (ક્રિ.) લોઢવું, ચરખાં માંથી કપાસીયા ને રૂ જુદું કરવું, (ઉ.) ૨ લોઢ.

---

## (વ.)

વકીલ, (પુ.) ચાકર. ૨ સરકારી કાયદા જાણનારે. ૩ એલચી, આડતીયો.
વચ, (ન.) વચન. ૨ (અ.) મધ્યે.
વજન, (ન.) તોલ. ૨ માન, સત્તા.
વજ્ર, (ન.) ઘણો કઠણ પદાર્થ. ૨ ઇંદ્રનું આયુધ. ૩ હીરો. ૪ (સ્ત્રી.) તબખીર-તપખીર.
વટ, (સ્ત્રી.) શાખ, આબરૂ. ૨ (સં.) (પુ.) વડનું ઝાડ. ૩. (ક્રિ.) નાસી જવું. ૪ (ન.) એક જાતનું લોઢું.
વટલો, (પુ.) ઉતરતું પીતળ. ૨ (ક્રિ.) વટલવું.
વડ, (પુ.) એક જાતનું ઝાડ. ૨ (અ.) એક પદાર્થમાંથી સારા નરસા ભાગ કરવા તે. (ઉ.) એકવડ, બેવડ.

વડાં, (ન.) એક જાતની ખાવાની ચીજ. ૨ મ્હોટાં, (ઉ.) વડાં માણસ. ૩ પડ વાળાં (ઉ.) બેવડાં, ત્રેવડાં.
વડી, (સ્ત્રી.) મ્હોટી, સ્ત્રી, ચીજ. ૨ ચણાના લોટની ખાવાની ચીજ. ૩ પડવાળી, (ઉ.) બેવડી, ત્રેવડી.
વડું, (ન.) ખાવાની ચીજ. ૨ મ્હોટું. ૩ પડ વાળું. (ઉ.) ચોવડું.
વણ, (ન.) કપાસનું ખેતર. ૨ નવની સમસ્યા. ૩ (અ.) વિના, (ઉ.) મને એ વણ ચાલે નહીં. ૪ (ક્રિ.) વણવું, (ઉ.) આ વાટ વણ. (સં. વન.)
વતું, (ન.) હજામત. ૨ વધારે.
વદ, (સ્ત્રી.) બીજું પખવાડીયું. ૨ (ક્રિ) વદવું (ઉ.) તું એ વદ.
વધ, (સ્ત્રી.) વધારો. ૨ (સં.) (પુ.) મારવું, હત્યા.
વધારો, (પુ.) વટાવ. ૨ ફાડવું, (ઉ.) લુગડું વધારો. ૩ ઓલવવું. (ઉ.) દીવો વધારો. ૪ બાંધું કરવું. (ઉ.) ઢાળીયો વધારો.
વધુ, (અ.) વધારે. ૨ (સં.) (સ્ત્રી.) સ્ત્રી, ઓરત.
વન, (સં. ન.) જંગલ. ૨ પાણી. ૩ ઘર. ૪ પ્રવાહ.
વર, (સં.) (પુ.) ધણી, પતિ. ૨ (ત્રિ.) સરસ. ૩ કંકુ. ૪ જમાઈ.
વરગ, (પુ.) જાતિ, વિભાગ. ૨ સોના પીતળનાં ઝીણાં પાનાં.
વરત, (ન.) ઉપવાસાદિક ક્રિયા. ૨ કોશના પવડાનું દોરડું.
વરધી, (સ્ત્રી.) વૃદ્ધિ વધારો. ૨ ખબર.

૧૭



વા, (પુ.) પવન. ૨ તોર. ૩ (અ.પ્ર.) જેટલું (ઉ.) આંગળવા, તમુના. ૪ (સં.) (અ.) અથવા.

વાંક,(પુ.) બાપડીયોને હાથમાં પેરવાનું ઘરાણું. ૨ વાંકાઈ, સીધાઈ નહીં તે. ૩ ભૂલ, ગુન્હો.

વાગવું, (ક્રિ.) અવાજ થવો. ૨ લાગવું.

વાઘો, (પુ.) મૂર્તિને તથા વરને પ્હેરાવવાનું લુગડું. ૨ (બ.) વાઘ.

વાજું, (ન.) ગાયન પેટી, વાજેંતર. ૨ ટોળી.

વાટ, (સ્ત્રી.) રસ્તો. ૨ રાહ, વખત. ૩ દીવાનીબત્તિ. ૪ ચણા વગેરેનો પાણીથી ભેળવેલો લોટ. ૫ (ક્રિ.) વાટવું, કુટવું.

વાટો, (પુ.) ચુનાનાં થર. ૨ (ક્રિ.) વાટવુ, (ઉ.) ઔષધ વાટો. ૩ પેટનો વળ.

વાડ, (સ્ત્રી.) ખેતરને કાંટાની આસપાસની ઓકી. ૨ સેરડીનું ખેતર. ૩ પંચાતીના, વાંધો ભાગે તેનું નામ. ૪ (ક્રિ.) વાઢવું.

વાડી, (સ્ત્રી.) બાગ. ૨ ઘી પીર્સવાનું વાસણ. (વાદી.)

વાડો, (પુ.) ઝાડે જવાની જગા. ૨ ઘરની આમ પાસ બાંધેલી છુટી જગા. ૩-૪-૫ વાડ શબ્દના બહુ વચનમાં. ૬ ધર્મના પંથ. ૭ (ક્રિ.) વાઢવું. (ઉ.) શાક વાડો-ઢો.

વ્હાણ, (ન.) દરિયામાં લાકડાનું ચાલતું ઘર.

૨ ખાટલો ભરવાની દોરી. ૩ (સ્ત્રી.) બોલી, વાણી. ૪ (વિ.) સસ્તું.

વાણો, (પુ.) લુગડાના પનામાં સુતર વગેરે આવેછે તે. ૨-૩-૪ વાણ શબ્દ બહુવચને. [(પુ.) વાયુ.

વાત, (સ્ત્રી.) બિના ગોષ્ટી. ૨ મોકાણ. ૩ (સં.)

વાંદરો, (પુ.) વાનર, માંકડો. ૨ ખીલી, તાળા વગેરેની

વાદળી, (સ્ત્રી.) ઉંચા આસમાન તરફ રેહેતા વરાળ હવાનાં ગોટા. ૨ સ્પંજ, દરિયામાંના જન્તુઓને રેહેવાનાં ઘર.

વાદી, (પુ.) તકરાર કરનાર, કોરટમાં ફરીયાદી. ૨ મદારી.

વામ, (પુ.) બે હાથ પોળા કરતાં થાય એટલું માપ. (વાંભ) ૨ (વિ.) ડાબી બાજુ. ૩ (સં.) શિવ. ૪ દેવી પૂજકનો માર્ગ. ૫ સુંદર. ૬ વિપરીત. ૭ (ક્રિ.) વામવું.

વાર, (પુ.) વખત, કાળ. ૨ અઠવાડિયાનો એક દિવસ; (ઉ.) સોમવાર મંગળવાર. ૩ બરાસનો ગજ. ૪ ઢીલ. ૫ (સ્ત્રી.) ચોરની શોધ કરવા નીકળેલી સ્વારી. ૬ આરતિ. ૭ (સં.) પાણી.

વારણ, સં. (ન.) નિવારણ. ૨ હાથી.

વસંત, (પુ.) નીમેલો વખત. ૨ વાર એ શબ્દના સાથે ...માં બહુ વચને. ૩ (ક્રિ.) વારવું.

વહીવટું. ) મોટું રૂપું તોળવાનું વાસણ. ૨ એક જનાવર ... ૩ (ન.) હેત. ૪ વાળવું.

વાળવું, (ક્રિ.) ઝાડીને સાફ કરવું. ૨ કામ કરવું. ૩ ફેરવવું.
વાળો, (પુ.) તાર. ૨ સુગંધી પદાર્થ. ૩ રોગ.
૪ પ્યારા, વ્હાલા. ૫ જેની પાસેછે તે. (ઉ.) અફીણ વાળો. ૬ (ક્રિ.) વાળવું.
વાસ, (પુ.) ઠેકાણું. ૨ વસવુ તે. ૩ (સ્ત્રી.) સુગંધ. ૪ (ક્રિ.) વાસવું.
વાસના, (સ્ત્રી.) સુગંધ. ૨ મનની ઇચ્છા.
વાસવું, (ક્રિ.) બંધ કરવું. ૨. બો, ગંધ મારવી.
વાંસળી, (સ્ત્રી.) હોઠેથી વગાડવાની એક ચીજ.
૨ કંમરની આસપાસ બાંધી નાણાની કોથળી બાંધેછે તે
વાસી, (ત્રિ.) રેહેનાર. ૨ તાજું નહીં તે, ગયા દાહાડાનું.
વાંસો, (પુ.) પીઠ. ૨ વાસ, બહુવચને.
વાસો, (પુ.) રેહેવાસ. ૨ જણ્યા પછીના દિવસ.
૩ ક્રિ.) વાસવું, બંધ કરવું. (ઉ.) તાળું વાસો.
વિગત, (સં.) થૈ ગયેલું, જુદ પડેલ. ૨ તપસીલ, બિના.

વેણું, (ન.) સવાર. ૨ લાકડાના ચોગઠા ઉપર ૪ ઘડા મુકીને બળધ લાદી પાણી લાવવાનું નામ.
વેણો, (ન.) વાજું. ૨ લવારનું રાચ. ૩ વેણનું બહુવચન.
વેર, (ન.) વૈર. ૨ (પુ.) લાકડાનો ભૂકો. ૩ ભીત અથવા પૃથ્વીનું ફાટવું. ૪-૫-વેરવું.
વેરવું, (ક્રિ.) લાકડું મ્હોટા કરવતથી ચીરવું તે. ૨ વિખેરવું.
વેરો, (પુ.) કર. ૨ (ક્રિ.) વેરવું. ૩ (બ.) વેર.
વેલ, (સ્ત્રી.) લતા. ૨ બે પયડાની ઘુમટવાળી ગાડી. ૩ કાનના ઘરાણાનું નામ. ૪ સમુદ્રની ભરતી. ૫ રોગની ગાંઠ. (વેળ.) ૬ વખત.
વેલા, (સં. સ્ત્રી.) મર્યાદા. ૨ સમય. ૩ ભરતી. ૪ (બ.) વેલો. ૫ (અ.) જલદી.
વેલો, (પુ.) ઝાડની જાતિ. ૨ જલદી, ઉતાવળે. ૩ વેલ શબ્દ બહુ વચને.
વૈ, (ન.) એક જાતનું પક્ષી. ૨ વૈ જવું.
વૈજવું, (ક્રિ.) નદી વગેરેમાં તણાઈ જવું. ૨ પેસા વૈ જવું.
વોરો, (પુ.) મુસલમાનની એક જાતિ. ૨ એક જાતની બ્રાહ્મણની ઓડક. ૩ પૈસા ધીરનારનું નામ. ૪ (ક્રિ.) વોરવું.

---

## ( શ. )

શક, (પુ.) સંશય. ૨ સંવત્, નવા રાજાથી ચાલેલું વર્ષ.
શંકુ, (ન.) ઘડીયાલનો એક ઉપયોગી પદાર્થ. ૨ સંખ્યા.
શંખ, (મં.) (પુ.) મ્હોટો કોડો. ૨. નિર્ધન, સોમ.
૩. સુગંધી નખલો. ૪ કપાળનું હડકુ.
શલ, (પુ.) ઘડી પડવી તે, કરચલી. ૨ સ્ત્રીની ચોટ-ળીમાં નાખે છે તે. (શળ)
શલા, (સ્ત્રી.) સલાહ. ૨ છીપર, પથર.
શલી, (સ્ત્રી.) તરણું. ૨ હજામની પથરી. ૩ (ક્રિ.) શળવું.
શળો, (પુ.) ૧ દાણામાં જીવડા પડેછે તે.
૩ શળ બહુવચને.
શા, જુવો એકાક્ષરી કોશ.
શાખ, (સ્ત્રી.) કેરીનું પકવ અવસ્થામાં આવવું.
૨ સાક્ષી, સાહેદી. ૩ કમાડ બારસાતનો ભાગ.
૪ આબરૂ. ૫ (ન.) શાક (સુરતી.)
શાંઢ્ય, (સ્ત્રી.) શાંઢીવાની સ્ત્રી. ૨ શાંઢ્યું, (પાળવું)
(ઉ.) ઘોડી શાંઢ્ય.
શાલ, (સ્ત્રી.) કાશ્મીરી ઉનનું કાપડ. ૨ વર્ષ.
૩ વણકરને વણવાનું હથિયાર. ૪ ફેતગ સહિત ચોખા. ૫ (પુ.) આટલાનાં લાંબાં લાકડાં. (શાળ)
શાળા, (સ્ત્રી.) નીશાળ. ૨ ઘર, જગા. ૩ ખાપડીના બાઈ બહુ વચને.

શાળો, (પુ.) બાયડીનો ભાઈ. ૨ શાલ શબ્દ બહુ વચને. [(ઉ.) હુંડી શિકારી.
શિકારી, (પુ.) શિકાર કરનાર. ૨ (ક્રિ.) શિકારવું.
શિવ, (પુ.) રુદ્ર. ૨ (ક્રિ.) શીવવું. (ઉ.) અંગરખું શીવ.
શીખ, (સ્ત્રી.) સળી. ૨ લોઢાની લાંબી છડી. ૩ રજા. ૪ મ્હેરામણી. ૫ (પુ.) એ નામના લોક. ૬ (ક્રિ.) શીખવું (ઉ.) તું સરવાળા શીખ.
શીળ, (ન.) સારો સ્વભાવ. ૨ અવ્યભિચારીપણું. ૩ (ક્રિ.) ભોગવવું.
શીળી, (સ્ત્રી.) સળીપડું, માતા. ૨ ઠંડી, વાસી ચીજ.
શુકર, (પુ.) ગૃહનું નામ. ૨ કાણો. ૩ ડુક્કર.
શુધ, (સ્ત્રી.) માલુમ, ખબર, ભાન. ૨ (ત્રિ.) શુદ્ધ, સાફ.
શૂળ, (ન.) એ નામનો શરીરમાં થતો રોગ. ૨ કાંટો. ૩ શૂળી. ૪ ખરાબ માણસ.
શે, જુવો એકાક્ષરી કોશ.
શેલી, (સ્ત્રી.) રાખ. ૨ ફકીરને માથે બાંધવાની કાળી દોરી. ૩ ફેલાવ થવો તે. (ઉ.) આજ લાફસી શેલી થઇ એટલે ઘણી વે પડી.
શો, જુવો એકાક્ષરી કોશ.

## (સ.)

સકરો, (પુ.) એક જાતનું પક્ષી. ૨ લુચ્ચો, હરામી.
સક્કો, (પુ.) ચ્હેરો. ૨ શાખ.

સખી, (સ્ત્રી.) સહીયર. ૨ (ત્રિ.) ઉદાર.
સંગ, (પુ.) સોબત. ૨ સ્ત્રીસંગ. [કરેલી વસ્તુઓ.
સંચ, (પુ.) સાંચો. ૨ કુંચી. ૩ ઉપાય. ૪ એકઠી
સંજવું, (ક્રિ.) ઠાઠમાઠ કરી તૈયાર રહેવું. ૨ ચાકુ તરવાર વગેરેને ધાર ચઢાવવી તે.
સટ, (પુ.) જથો, લાટ. ૨ (અ.) જલદી.
સદાસુવાગણ, (સ્ત્રી.) ફૂલની એક જાતિ. ૨ નાતરીઆ લોકની સ્ત્રી.
સંધિ, (સં.) (સ્ત્રી.) ઐક્ય કરવું તે. ૨ એક શબ્દનો અંત તથા બીજાનું આદિ મળીને જુદો ઉચ્ચાર થાય તે. ૩ તાકડો, યોગ્ય વખત. ૪ સાંધો.
૫ (ત્રિ.) સિંધ દેશનું. ૬ (ત્રિ.) સંધી માણસ, સીપી.
સંધ્યા, (સ્ત્રી.) સાંજ, દીવાવખત. ૨ ધર્મક્રિયા.
સંભાર, (પુ.) મીઠું મરચું વગેરે તળીને ખાંડેલો મસાલો.
૨ (ક્રિ.) સંભાળવું. [૩ ફૂલ.
સમ, (ન.) સોગંદ, (સં સમય.) ૨ સં. (ત્રિ.) સરખું.
સમણું, (ન.) સ્વપ્ન. ૨ (ક્રિ.) સમણવું, (ઉ.) દોરાસમણું.
સમય, (સં. પુ.) વખત. ૨ આચાર. ૩ સોગંદ.
૪ સિદ્ધાંત.
સમો, (પુ.) સમય, વખત. ૨ સૂધો, સારો.
સર, (ન.) માથું. ૨ તળાવ. ૩ બ્યાજનો ગુણાકાર.
૪ બાજી. ૫ (સં. ન.) બાણ.

સરત, (સ્ત્રી.) હોડ. ૨ દૃષ્ટિ, નજર. ૩ (ક્રિ.) સરવું, (ઉ.) કામ સરત.
સરસ, (પુ.) રંગમાં નાખવાનો પદાર્થ. (સરેશ) ૨ (ત્રિ.) સારૂં.
સરાવવું, (ક્રિ.) લાકડા વગેરેમાં કાણાં પડાવવાં. ૨ મરેલા પાછળ ક્રિયા કરવી. ૩ ઉપડાવવું.
સલા, (સ્ત્રી.) સંપ. ૨ એક વિચાર. ૩ શિલા, પથ્થર.
સવા, (પુ.) સારોવા. ૨ મશાલાની જાત. ૩ એકનેપા.
સાંખવું, (ક્રિ.) સહન કરવું. ૨ ભરવું, માપવું.
સાખી, (સ્ત્રી.) કવિતાની બાંધણી. ૨ (ત્રિ.) જોનાર.
સાંખ્ય, (ન.) એ નામનું શાસ્ત્ર. ૨ સાંખવું, (ઉ.) આ અંગરખું સાંખ્ય.
સાંધી, (સ્ત્રી.) રથમાં બેસવાનો ભાગ. ૨ સાંજરે ગાવાનું ગીત.
સાદી, (સ્ત્રી.) ઘણું ડોળદાર નહીં તે. ૨ લગન.
સાંધણ, (ન.) પૂરવણી. ૨ વધારે બોજ એક તરફના ત્રાજવાને.
સાધન, (સં. ન.) મારવું. ૨ અભિદાહ, મડદાને મુકવો તે. ૩ દ્રવ્ય. ૪ ઉપાય.
સાંધો, (પુ.) શરીરના ભાગ. ૨ સાંધવું, (ઉ.) લુગડું સાંધો.
સાંબ, (સ્ત્રી.) મુશળની નીચેની લોહોડાની કુંડળી. ૨ (સં.) શિવ.
સાંબેલું, (ન.) મુશળ. ૨ સણગારેલા છોકરા.
સાંભળવું, (ક્રિ.) કાન ઇંદ્રિયનો ઉપયોગ કરવો. ૨ યાદ આવવું.

સામ, (સં) ત્રીજો વેદ. ૨ રાજાઓનાં ચાર ઉપાય માંનો એક.
સામો, (પુ.) પોતાથી ઉલટો. ૨ અન્નની એક જાતિ.
સાર, (સં. પુ.) મતલબ. ૨ કાણું, છિદ્ર. ૩ તત્વ, નગદ માલ. ૪ ફાયદો. ૫ (ક્રિ.) સારવું. (ઉ.) આંખે કાજળ સાર. ૬ (નં.) પાણી. ૭ ધન.
સારંગ, (સં.) (પુ.) એ નામનો રાગ. ૨ સૂર્ય. ૩ ચંદ્ર. ૪ ઘોડો. ૫ હાથી. ૬ આકાશ. ૭ પર્વત. ૮ સિંહ. ૯ ગગળ. ૧૦ હરણ. ૧૧ ચાતક. ૧૨ દેડકું. ૧૩ દીવો. ૧૪ ભમરો.
સારવું, (ક્રિ.) કાણું પાડવું. ૨ મરેલા પાછળ ક્રિયા કરવી.
સાલ, જુવો શાળ.
સાલમ, (ત્રિ) ગણિત, પ્રમાણિક. ૨ એ નામની [ઔષધી.
સાવજ, (પુ.) વાઘ. ૨ (અ.) છેક જ! બિલકુલ!
સાવરણી, (સ્ત્રી.) કચરો કાહાડી સાફ કરવાનો પદાર્થ. ૨ (સં.) મનુનું નામ.
સિંગ, (સ્ત્રી.) ભોંય મગની ફળી. ૨ એ નામની રાશી (સિંહ.) ૩ (પુ.) સિંહ. ૪ (ન) શીંગડું.
સિદ્ધ, (ત્રિ) તૈયાર થયેલું. ૨ મોટો કરામત વાળો.
સિદ્ધી, (સ સ્ત્રી.) અણિમાદિક એટલે ઝીણું રૂપ ધરવું, એ વગેરે આઠ. ૨ ફળ, ફાયદો. ૩ (ત્રિ.) હક્સી.
સિધી, (સ્ત્રી.) સાચી સ્ત્રી. ૨ વાંકી નહીં તે. ૩ હબસી.
સિધું, (ન.) સરખુ, વાંકુ ચુંકુ નહીં તે. ૨ બ્રાહ્મણને

ખાવા માટે આપેલું સર્વ જાતનું અન્ન ઘી વગેરે.

સીમ, (સ્ત્રી.) હદ, માર્યાદા. ૨ ગામ પાસેનું જંગલ.

સુકાણી, (પુ.) વ્હાણમાં હાંકનાર. ૨ (ક્રિ.) સ્ત્રીલિંગે સુકાવું, (ઉ.) એ બાયડી સુકાણી છે.

સુકો, (પુ.) ભીંજેલો નહીં તે. ૨ પૈસા વનાનો. ૩ તમાકુ.

સુકલ, (ત્રિ.) સુકાઈ ગયલું. ૨ સફેત. ૩ (પુ.) બ્રાહ્મણનો ગોર (શુક્લ).

સુંખડી, (સ્ત્રી.) મીઠાઈ. ૨ મ્હેતા વાણોતરને દલાલી તથા મજુરી વગેરેમાંથી સૈંકડે કાંઈક ટકા કાપી આપેછે તે. ૩ ગળપાપડી.

સુજવું, (ક્રિ.) મનમાં, ધ્યાનમાં આવવું. ૨ સોજો થવો. ૩ સમ ખાઈને ચોરીના આળથી છુટવું.

સુડો, (પુ.) મ્હોટી સુડી. ૨ એક જાતનો પોપટ.

સુતર, (ન.) રૂમાંથી નીકળતા તાંતણા. ૨ (ત્રિ.) સારૂં, સરખું.

સુરત, (સ્ત્રી.) ચ્હેરો. ૨ શોભા. ૩ સંભોગ. ૪ (ન.) સેહેરનું નામ.

સૂર, (પુ.) સૂરજ. ૨ ગાવામાં સ્વર આવેછે તે. ૩ (ન.) જોર; શૌર્ય. ૪ દેવતા.

સૂવા, (પુ.) સુવાની ભાજી તથા દાણા. ૨ (ક્રિ.) સૂવું, (ઉ.) છોકરો સૂવા ગયો.

સેર, (પુ.) વજન. ૨ ન્હાનો રસ્તો. ૩ છિદ્ર. ૪ મ્હોટું ગામ. ૫ પંક્તિ, હાર. ૬ (ઇ.) ભાગ.

સેડી, (સ્ત્રી.) એક જાતની વનસ્પતિ. ૨ ગલી, સેરી.

સેવ, (સ્ત્રી.) સેવા. ૨ એ નામનો ખાવાનો પદાર્થ.
સોજવું, (ક્રિ.) સોજો થવો; ફુલવું. ૨ સુપડાથી દાણા સાફ કરવા.
સોદો, (પુ.) વેચાથી લેવાએલું તે. ૨ લુચ્ચો, પક્કો.
સોમ, (ત્રિ) કંજુસ. ૨ (સં.) ચંદ્રમા.
સ્વર, (પુ.) અવાજ. ૨ વ્યાકરણમા અ, ઈ, ઉ વગેરે. ૩ ગાયનનું અંગ.

---

## ( હ. )

હડતાલ, (સ્ત્રી.) એક જાતની પીળી પર્વતની ધાતુ. ૨ દુકાનો સારો દિવસ બંધ રેહે તે.
હર, (સં.) મહાદેવ. ૨ (ક્રિ.) હરવું. ૩ (અ.) દરએક.
હરણ, (ન.) એ નામનું પશુ. ૨ હરી જવું તે.
હળ, (ન.) ખેડુતનું હથિયાર. ૨ (ક્રિ.) હળવું.
હલવો,(પુ.) ઘણિનુ પકવાન. ૨ (ક્રિ.) ચલાવો. (ઉ.) હલાવો.
હવાઈ, (સ્ત્રી.) એક જાતની આતસબાજી. ૨ (ક્રિ.) ભીંજેલા જેવું થવું, (ઉ.) એ દાળ હવાઈ ગઈ છે.
હવાલો, (પુ.) સોંપણુત. ૨ હુગડાની ચારણી
હવેલી, (સ્ત્રી.) મ્હોટી ઈમારત. ૨ વાછડા વાછડીવાળો ગાયનું નામ. ૩ એક ઠેકાણે સગાઈ કરી હોય ને તે બીજે પરણાવે તે. ૪ મંદિર.

હાથો, (પુ.) લાકડાનો હાથમાં પકડવાનો ખીલ. ૨. (બ.) હાથ. ૩ દલાલીમાં હાથ મેળવવો તે.
હાર, (પુ.) માળા. ૨ પંક્તિ. ૩ ખેલમાં હારવું તે.
હાલ, (અ.) હમણાં. ૨ (પુ.) અવસ્થા. ૩ (ક્રિ.) હાલવું.
હાલો, (પુ.) હાલ શબ્દ બહુ વચને. ૨ બાળકને ગાવાનું ગીત. ૩ (ક્રિ.) ચાલો.
હિંચોળો, (પુ.) હીંચકો. ૨ (ક્રિ.) હીંચોળવું.
હેમ, (ન.) સોનું. ૨ (પુ.) બરફ, હીમ.
હો, જુવો એકાક્ષરી કોશ.

---

## આ કોશનો ઊપયોગ.

પ્રથમ તો આ કોશ વ્યવહાર કામની લખાવટમાંથી બાહાર નીકળી જવાએ એવું લખાણ લખવાના કામમાં આવે છે. જેમકેઃ—કોઈએ લખી આપું કે 'તમારૂં ફલાણા પાસે હજાર રૂપીયાનું લેણું છે, તે બે મહીનામાં ન આપે તો હું તે બદલે સોનું આપું.' આ વાક્યના બે અર્થ થઈ શકે છે; એક તો એ જે 'હું તે બદલે સોનું એટલે હેમ આપું.' બીજો અર્થ એ જે 'હું સોનું એટલે સો રૂપીયાનું લેણું આપું.' બીજું કવિતામાં પ્રાસ ઘણા લાવી તેના અર્થ જુદા જુદા કરવાનું તાત્પર્ય હોય તો તે પણ સાધી શકાય છે. જેમકેઃ—

### દુગ્ગીતિ છંદ.

નૃપ [1]અમલ કેરા [2]અમલમાં, છોડી [3]અમલ રે'તા સદા,
કે [4]અમલદારો લાચ લૈ, નૈ કાજ [5]અમળ કરે કદા.

અર્થ.—રાજાઓ સદા [1]અફીણના [2]કેફમા પોતાનો [3]હોદ્દો છોડીને રેહે છે; ને કેંક [4]કારબારીયો લાચ લૈને [5]નિર્મળ કામ કદી કરતા નથી.

નીજુ અર્થમા ગૂઢ એવી કવિતા રચવાના ઉપયોગમાં પણ આવે છે જેમકે:—

### હરિગીતિ છંદ.

દશ અમૃત સર્વે મનીષને ને, જ્ઞાનિ યાજ્ઞિક દેવને;
વગ એક એક મળી રહે છે, એહ અર્થ કહો મને. ૨.

અર્થ.—માણસને દસ જાતના અમૃત મળે છે — ૧ પાણી, ૨ દુધ, ૩ દહીં, ૪ ઘી, ૫ મધ, ૬ સાકર, ૭ સુગંધિ વનસ્પતિ, ૮ જામ ફળ (પેર), ૯ સ્રીનુ અધરામૃત, ને ૧૦ માખણ; અને જ્ઞાનિ, યાજ્ઞિક ને દેવને એક એક અમૃત મળે છે:—જ્ઞાનિને મોક્ષ, યાજ્ઞિકને યજ્ઞશેષ, ને દેવતાને જે પીધેથી સદા જીવવાની રહે ને મરણ ન આવે એવો પદાર્થ. એ પ્રમાણે અમૃત શબ્દના તેર અર્થ એ છંદમા ગૂઢ રહ્યા છે.

---

આ,સન.
આ,સરે.
આ,સાર.
આ,હાર.

## ઇ.

[1]ઇ,જાર.
ઇજા,રો.
ઇતિ,હાસ.
ઇંદ્ર,ગોપ.[2]
ઇ,માન.
ઇ,લાજ.

## એ.

એક,રાડ.
એ,કાણું.
એ,ખરો.
એ,ટલે.
એ,લચી.[3]
એ,લિયો.

## ઓ.

ઓર,માન.
ઓળ,ખાણું.

## ક.

કદર,દાન.
કર,તાળ.[4]
કર,મ.
કર,મથી.
કરા,મત.
કળ,શી.[5]
કાંક,રો.
કાગ,દી.
કાં,બળી,ળો.
કોટ,વાલ.

## ખ.

ખત,વણી.
ખચી,દી.
ખા,ખરો.
ખા,તર.
ખા,નાર.
ખા,રો.
ખા,સી.
ખીજ,મત.

## ગ.

ગર,બો.
ગર,મર.

---

૧ તે ૨ ચોમાસામાં મીનાકારી જેવા લીલા રાતા જીવડા થાય છે તે. ૩ વાંકી વળી ૪ હાથમાં રાખી વગાડવાનું ૧ વાજું. ૫ કાઠિયાવાડમાં દાણાનું માપ

પર,જા.
પર,વત.
પર,વાનગી.[1]
પર,વાર.
પર,વાળું.
પર,સાદ.[2]
પુર,સેવો.
પરિ,તાપ.
પા,ખંડ,ડી.
પા,ઘડી.
પા,તણું,
પા,તાળ.
પા,થર.
પા,ધરી.
પા,પડ.
પા,પણ.
પા,મર,રી.
પાય,દળ.
પાર,ધી.
પા,રસ,સી.
પાર,સણ.
પા,વડી,ડો.
પા,વન.
પા,વલી.
પા,સો.
પી,પળો.
પુર,વણી.
પેશ,વા.
પેશ,વાઈ.

## ફ.

ફટ,કડી.
ફર,માન.
ફર,માસ.
ફરી,યાદી.
ફૂટ,કળ.
ફેર,વણી.

## બ.

બર,કત.
બા,રસી.
બા,તલ.
બા,પડી,ડો.
બાર,દાન.
બા,વળ.
બો,ઘો.
બો,જો.
બો,રડી.

## ભ.

ભર,વાડ.
ભર,મેલ.
ભલા,મણ.
ભા,ગળ.
ભા,ણ.

## મ.

મ,કર.
મા,ગણ.
મા,લમ.

---

૧ નમુનો. ૨ અવાજ.

માત,બર.
મા,નથી.
માર,કણી.
માર,વાડી.
મા,લણ.
મા,વડી.
મુ,મો.
મેં,દી.
મે,રાઈ.[1]
મે,રૂ.
મે,વા.
મે,વાડો.
મો,જડી.
મોર,બી.
મો,વાળો.
મો,સાળ.

## ર.

રસ,ના.
રા,ખડી.
રા,ગણી.
રાજ,ગરો.
રા,વણ.
રા,વજ.
રૂરા,વત.
રૂ,પાળી.[2]
રૂ,બરૂ.
રે,ખા.
રે,વડી.[3]
રે,સમ.
રો,ગાન.
રોજ,ગાર.
રોટ,લી.

## લ.

લે,વા.

## વ.

વગે,રે.
વજ,ન.
વર,માત.
વળ,તર.
વા,દેકૃ.
વા,ચાળ.[4]
વાણો,તર.
વા,દળ,ળી.
વા,ધરી.
વા,નર.
વા,રણ.
વા,રસ.
વા,વડી.
વા,વણી.
વા,વેતર.[5]
વેદ,ના.
વેરા,ગણ.

## શ.

શા,કર.
શી,શું.

---

૧ દરજી. ૨ છરી. ૩ એક જાતની ખાવાની ચીજ.
૪ અગરખાનો ભાગ. ૫ છોકરૂં.

પર,જા.
પર,વત.
પર,વાનગી.[1]
પર,વાર.
પર,વાણું.
પર,સાદ.[2]
પુર,સેવો.
પરિ,તાપ.
પા,ખંડ,ડી.
પા,ઘડી.
પા,તણું,
પા,તાળ.
પા,ધર.
પા,ધરી.
પા,પડ.
પા,પણ.
પા,મર,રી.
પાપ,ડળ.
પાર,ધી.
પા,રસ,લી.
પાર,ખું.
પા,વડી,ડો.
પા,વન.
પા,વલી.
પા,સો.
પી,પળો.
પુર,વણી.
પેરા,વા.
પેરા,વાઈ.

## ફ.

ફટ,કડી.
ફર,માન.
ફર,માસ.
ફરી,યાદી.
ફુટ,કળ.
ફેર,વણી.

## બ.

બર,કત.
બા,ટલી.
બા,તલ.
બા,પડી,ડો.
બાર,દાન.
બા,વળ.
બો,ઘો.
બો,જો.
બો,રડી.

## ભ.

ભર,વાડ.
ભર,મેલ.
ભલા,મણ.
ભા,ગળ.
ભા,ઈ.

## મ.

મ,કર.
મા,ગણ.
મા,જમ.

---

૧ નમુનો. ૨ અવાજ.

માત,બર.
મા,નવી.
માર,કણી.
માર,વાડી.
મા,બણ.
મા,વડી.
મા,સો.
મેં,દી.
મી,રાઈ.[1]
મ્,રૂ.
મે,વા.
મે,વાડો.
મો,જડી.
મોર,પી.
મો,વાળો.
મો,સાળ.

## ર.

રસ,ના.
રા,બાડી.
રા,ગણી.
રાજ,ગરો.
રા,વણ.
રા,વળ.
રૂરા,વત.
રૂ,માળી.[2]
રૂ,બરૂ.
રે,બા.
રે,વડી.[3]
રે,શમ.
રો,ગાન.
રોજ,ગાર.
રોટ,લી.

## લ.

લે,વા.

## વ.

વગે,રે.
વજ,ન.
વર,સાત.
વગ,તર.
વા,કેફ.
વા,ચાળ.[4]
વાણો,તર.
વા,દળ,ની.
વા,ઘરી.
વા,નર.
વા,રણ.
વા,રસ.
વા,વડી.
વા,વણી.
વા,વેતર.[5]
વેદ,ના.
વેરા,ગણ.

## શ.

શા,કર.
શી,શું.

---

૧ દરજી. ૨ છરી ૩ એક જાતની ખારાની ચીજ.
૪ અંગરખાનો ભાગ ૫ ઠાકરું.

| | | |
|---|---|---|
| શું,ખડી. | સમા,ચાર. | સો,જો. |
| શું,ધણી. | સમા,ધાન. | સો,ઘો. |
| શે,વાળ. | સર,દી. | |
| શો,ખીન્ના. | સર,પણ. | **હ.** |
| | સાવ,ધાન. | હજી,રો. |
| **સ.** | સું,દરિ. | હર,કત. |
| *સમ,જણ. | સુવા,વડ. | હર,તાળ. |
| સમ,શેર. | સુવા,સણ. | હો,દો. |

---

## ઉપયોગ.

આ કોશના શબ્દ પ્રશ્ન પુછવાના, સમસ્યાના, હસવાના, અને દસ્તાવેજ લખી આપ્યા પછી તેમાંથીજ જુદો અર્થ ફેરવીને ગુંચમાંથી નીકળી જવા વગેરે ઘણા કામમાં આવે છે; તેમજ પ્રાસાનાગ્રી કવિતામાં એક શબ્દના બણ ચાર વાર જુદા અર્થ કરવા હોય તો ઉપયોગમાં આવે છે. તે વિષે વધારે વર્ણન મેં મ્હારા રચેલા પિંગળાદર્શના વિશેષદર્શન નામના ચોથા ભાગમાં કર્યું છે; ને તેથી પણ વધારે ખાંગ ઓમ બાળા વિચાર મારા બનાવેલા વિદગ્ધમુખમંડન નામના સંસ્કૃત ગ્રંથમાં જોવાથી માલુમ પડશે.

---

ગ્રાહી છંદ.

આનંદ આ નંદનો દે સદાયે,
આરામ આ રામ દે તું ધ્યાયે;
દે નારિ સંતાન દેનારિ સારી,
આચાર આ ચાર દે તું મુરારી. ૧.

અર્થ.—એક ગૃહસ્થની સ્ત્રી મરી ગઈ હતી, ને પોતાને પુત્ર, વાડી અને ઉત્તમ આચાર હતા; તે ૩ અચળ રેવા સારૂં અને એક સારી સ્ત્રી મળવાભાર પ્રભુ પાસે પ્રાર્થના કરી, તે કહે છે. આ નંદ જે પુત્ર તેનો આનંદ સદાય આપ, એટલે ૧૦૦ વર્ષ સુધી જીવાડ! અને હે રામ! આ આરામ જે વાડી તે સદા માગે વરા રાખ્ય! અને સંતાન દેનારી એટલે જણનારી એવી નારી આપ! અને મારો આચાર જે પવિત્રપણું તે સદાય રાખ્ય! આ ચાર પદાર્થ મને આપ એટલે અવિચળ રાખ્ય. એ મુરારી જે ભગવાન્ તેની પાસે માગે છે.

આર્યા.

શું,ઘણિ વાલી નાકેં, સું,દરિ સુખની દિશાય કામીને;
ગજ સુખ પાસ શું,ઢળતી, શું,ખડિ માકર ઘિ પામીને. ૨

અર્થ.—નાકને શું ઘણિ વાલી લાગે છે? શુંઘણિ એટલે તબખીર. કામી પુરૂષને સુખની ગુફા રૂપ શું

દેખાય છે ? સુંદરિ એટલે સ્ત્રી. હાથીના મોહોડા પાસે શું હળતું રેહે છે ? શુંઢ. અને ખડીસાકર તથા ઘી પામીને શું થાય છે ? શુંખડિ એટલે મીઠાઈ.

એવી રીતે ઉપરની કવિતામાં એક એક શબ્દ બે ભાગ પડી એક મતલબ નીકળીને પછી તેમાંથીજ પ્રશ્નનો ઉત્તર નીકળ્યો એ ચતુરાઈ છે.

## રસાવળી છંદ.

કે કુંડળ ને સેર, ધરે તે ગામ કહિયે,
રાંકાયેં શું કહાય, નિરેયે શું ઉચરાયે;
નામ દયાનું કહું, કરે શું નટ તે કહિયેં,
વીવાનું શું નામ, ગુરાજમાનીમાં લહિયેં.

## કાં,ન,સેર.

એનો અર્થ મ્હારા રચેલા પિંગળાદર્શને પાને ૨૩૩ મે જોવો. એજ છંદ ત્રિરાવૃત્તિ પંચરૂપ તથા ષડ્રૂપ કોરાનું ઉદાહરણ છે.

ચોથો —
# ત્રિશવૃત્તિ પંચ
એટલે —

## એક શબ્દ ત્રણ વાર વંચાતાં પાંચ શબ્દ નિકળે તેવા શબ્દોનો ભંડાર.

જેમકે સુધારો એ એક વાર, બીજી વાર સુધા,રો એ બે શબ્દ ને ત્રીજી વાર સુ,ધારો એ પાંચ શબ્દ નીકળ્યા તેમ.

| | | |
|---|---|---|
| ખા,બ'રૂ. | કો,દ'રો. | ન,વ'રાઈ. |
| ઓ,બ'રણ. | [3]ગા,ભ'રો. | પા,મ'રો. |
| આ,મ'રણ. | ગા,ર'દી. | સર,ખા'ઈ. |
| આ,વ'રણ. | ઘર,ડા'પણ. | સા,મ'ન. |
| કર,ડા'ઈ. | ચા,ક'રડી. | સા,વ'રણી. |
| કર,મ'શી.[1] | જો,ગ'વાઈ. | સુ,ધા'રો. |

### ભુજંગી છંદ.

જરમા બૌ અમે તાત તો કે સુધા રો,
ભણીશું અમે તાત તો કે સુ ધારો;

---

૧ (ફા.) પાણી   ૨ દાંતે ઘસવાનો એક જાતનો કાળો ભુકો
૩ ગાય

લડીશું અમે તાત તો કે સુધા રો;
દે થયા અર્થ ત્રણે નરાળા સુધારો. ૧.

અર્થ:—ત્રણ ચાર બાળક ભાઈયો મળી પોતાના તાત એટલે બાપને કેહે છે કે બાપા અમે બહુ જમ્યા; તો કે સુધા રો એટલે અમૃત સમાન રહો, એટલે ઝાઝું ખાધાથી કૈં ઉપાધિ ન થાઓ. પછી કેહે કે બાપા અમે ભણીશું તો કેહે કે સુ ધારો એટલે સારી રીતે ધારણ કરજો. પછી કેહે કે બાપા અમે તો લડીશું, તો કેહે કે સુધા રો એટલે સીધા રહો. એ જુદા ત્રણ અર્થ થયા તે તમો સુધારો એટલે સારી રીતે સમજો.

આર્યા છંદ.

નવરાઈ ન ધરાઈ, વાંચી નીતીનિ વાત ન વરાઈ;
તો વેઠિયા ધનીની, વચ્ચે અંતર જણાય નવ રાઈ. ૨.

અર્થ:—કેટલાક દ્રવ્યવાળા શેઠીયાને ચોપડિયો આપવા જઈયે છઈયે તો તે કેહે છે કે વાંચવાની નવરાઈ મળતી નથી તે ઉપર આ છંદ છે:—નવરાઈ ન મળી ને નીતિની વાત વાંચીને તે ન વરાઈ એટલે વરા કરી ન સકાઈ; તો વેઠિયામાં અને ધન વાળામાં અંતર નવ રાઈ એટલે રાઈ જેટલો પણ નથી.

પાંચમો—

# ત્રિંશવૃત્તિ ષડ્રૂપ કોશ.

એટલે

## એક શબ્દ ત્રણ વાર વંચાતાં છ શબ્દ નીકળે તેવા શબ્દોનો ભંડાર.

જેમકે આરોપાલવ એ એક વાર, બીજી વાર આરો,પાલવ ને ત્રીજી વાર આ,રો,પાલવ.
એ રીતે ત્રણ વાર વાંચતાં છ શબ્દ નીકળ્યા.

| | | |
|---|---|---|
| આ,રો,'પાલવ. | દર,'વા,ન. | ના,ગર,'વેલ. |
| એ,'કદ,મ. | દા,રૂ,'ગોળો. | પા,ધરો,'દોર. |
| કાં,મણ,'ગારો. | દા,વા,'નળ. | પુર,રો,'તમ. |
| જનું,ના,'ગઢ. | ન,ગર,'શેઠ. | મામ,લત,'દાર. |
| તક,'મરિ,યાં. | નગ,દન,'કરો. | મા,હિત,'ગાર. |
| તપ,સીલ,'વાર. | ન,બળા,'ઈ. | મુક,ર'દ,મો. |
| દર,'વા,જો. | ન,વ'રા,ઈ. | મા,મા,'ન. |

### દોહા.

મળા શિરમાં શું પડે?, શું કીધેથી વેર?;
કોણ પુરનિ રક્ષા કરે?, કયું ગોળમાં શહેર? ૧.

જું,ના,ગઢ.

અર્થ—મેલ વાળા માથામાં શું પડે? જું. શું કેહેવાથી વેર થાય? ના. પુર એટલે શ્હેરની ચોકી કોણ કરે? ગઢ.' સોરઠમાં શ્હેર કયું છે? જુંનાગઢ.
એ પ્રમાણે એક શબ્દના ત્રણ રૂપ નીકળીને પાછો એક શબ્દ નીકળ્યો. તેમજ વધારે રૂપ કાહાડવાની જુક્તિ પણ બની સકે.

ગ્રાહી છંદ.

સામાન સર્ખો લહો વ્હેંચિ ભાઈ;
સામા ન થાઓ કરો નૈ લડાઈ;
શા આન લીધા તણી રાખિ લાઈ;
ખર્ચો રૂપૈયા ઘણીને ળડાઈ. ૨.

અર્થઃ—કેટલાક ભાઈયોને તેઓનો બાપ કેહે છે કે સામાન સરખે ભાગે વેહેંચી લ્યો ને સામા ન થાઓ તથા લડાઈ ન કરો; અને આન લીધાની આગ પેટમાં રાખીને ભડાઈથી શા રૂપૈયા ખર્ચો છો?

છઠ્ઠો—

# આદિ વર્ણચ્યુત દ્વિરૂપ કોશ.

એટલે

## એક શબ્દનો પેહેલો અક્ષર કાહાડી નાખતાં બીજો શબ્દ નીકળે તેવા શબ્દોનો ભંડાર.

જેમકે 'અંકુશ' એમાંથી અ કાઢી નાખતાં બાકી કુશ શબ્દ રેહે છે.

| | | | |
|---|---|---|---|
| **અ.** | અજોડો. | અગ્નિ. | આકૃતિ. |
| | અઝરણ. | અગજ. | આખર. |
| અંકુશ. | અટકાન. | અરાગક. | આંગણુ. |
| અખંડ. | અંનર. | અસમાન. | આંગળ. |
| અખાડો. | અથવા. | અહંકાર. | આંગળી. |
| અખિલ. | અંદર. | | આગળ. |
| અંગાર,રો. | અદેરો. | **આ.** | આગ્રહ. |
| અગાઉ. | અનેક. | | આચમન. |
| અગાડી. | અમર. | આંકણી. | આચરણ. |
| અધરૂ. | અમાસ. | આકરો. | આચાર. |
| અઘોર. | અમીન. | આકાશ. | આંજણી. |
| અચળ. | અમીર. | આકુળ. | આજાર. |

આજમ.
આડાઈ.
આદર.
આધાર.
આનંદ.
આફરો.
આબરૂ.
આબાદ.
આંબો.
આભાર.
આરામ.
આરો.
આવરો.
આવળ.
આવાસ.
આરાક.
આશામી.
આહાર.

ઈ.

ઈકરાર.
ઈજત.
ઈજાર.
ઈલાજ.

ઉ.

ઉકળવું.
ઉકાળો.
ઉખાણું.
ઉગરવું.
ઉગાર.
ઉગારો.
ઉઘરાણું.
ઉચાળો.
ઉજડ.
ઉતરવું.
ઉતારવું.
ઉદર.
ઉદાસ.
ઉધાન.
ઉધાર.
ઉપાય.
ઉભરો.

એ.

એકાણું.
એપરો.
ઓખર.
ઓધો.
ઓલાદ.

ક.

કંકણ.
કંકર.
કંગાલ.
કચરો.
કચાસ.
કઠોર.
કતલ.
કદર.
કંદોરો.
કનાત.
કપટ.
કપુર.
કમાન.
કસાઈ.
કાંકરો.
કાકીડો.
કાગળ.
કાંચળી.
કાજળ.
કાતરવું.
કાતર.
કાતરો.
કાનસ.
કાપણી.
કાફલો.
કારજ.
કારણ.
કિનારી.
કિમત.
કીરણ.
કુતરી, રો.
કુંભાર.
કુમાર.

કુલાચાર.
કુવાડો.
કુવાગે.
કુપા.
કોકમ.
કોગળો.
કોઠાર.
કોતર.
કોમળ.

ખ.

ખંજર.
ખંજરી.
ખજાનો.
ખટકો.
ખતરી.
ખમર.
ખમા.
ખરચી.
ખરજ.
ખરાબ.
ખરીસ.

ખાખરો.
ખાટકી.
ખાતર.
ખારવો.
ખિચડી.
ખીજવું.
ખુશાલ.
ખેરાત.
ખોખરૂં.
ખોપરૂં.

ગ.

ગઝલ.
ગમત.
ગમન.
ગરજ.
ગરથ.
ગરદન.
ગરમી.
ગરાસ.
ગલાલ.
ગાગર.

ગાજર.
ગાંજો.
ગાથા.
ગાદી.
ગાફેલ.
ગાભો.
ગારો.
ગાંસડી.
ગિરવી.
ગુજરી.
ગુજારો.
ગુંદર.
ગુરૂ.
ગેરૂ.
ગોકુળ.
ગોદડી.
ગોપાળ.
ગોફણ.
ગોરાણી.

ઘ.

ઘરડો.
ઘરેણું.

ઘસારો.
ઘાઘરો.
ઘાંચણ.
ઘુઘરો.
ઘોભો.

ચ.

ચંચળ.
ચટકો.
ચડોલ.
ચતુરાઈ.
ચપટ.
ચગરી.
ચમાર.
ચમેલી.
ચરણ.
ચલાણું.
ચાકર.
ચાકરી.
ચાતુરી.
ચાદર.
ચાંદી.

ચાપડો.
ચારણ.
ચારોળી.
ચાવળ.
ચીકણી.
ચીતારો.
ચીનાઈ.
ચીરો.
ચુગલી.
ચુંદડી.
ચુરણ.
ચુરમું.
ચુરો.
ચેરો.
ચોકડી.
ચોતરો.
ચોધરી.
ચોફાળ.
ચોરાસી.
ચોરાક.

## છ.

છત્રું.
છટકવું.
છાપરું.
છાવણી.
છીંકણી.
છીનાળ.
છોકરો.
છોલાવું.

## જ.

જખમ.
જંગલ.
જંગલી.
જગાત.
જંગાલ.
જંજાળ.
જતન.
જંતર.
જમણ.
જમા.
જમાત.
જમાન.
જમીન.
જવાન.
જાંગીર.
જાજમ.
જાંબુ.
જામીન.
જીવડો.
જીવાઈ.
જુગાર.
જુજવું.
જુમલે.
જોવડી,ડું,ડો.
જોખમ.
જોખાવું.
જોગણી.
જોજન.
જોતર.

## ઝ.

ઝગડો.
ઝપાટો.
ઝરો.
ઝવેર,રી.
ઝાકળ.
ઝાટકો.

## ટ.

ટકર.
ટબુડી.
ટંકણી,ણું.
ટોપલી.

## ઠ.

ઠગાઈ.
ઠગાવું.
ઠપકો.
ઠરાવ.
ઠરેલ.
ઠાકર.
ઠાકોર.
ઠુમરી.
ઠોકર.

## ડ.

ડગલી.
ડગણું.

ડાકણ.
ડાભલી.
ડામર.
ડુંગર.
ડોમો.

ઢ.

ઢગલી.
ઢબૂ.
ઢેબરૂં,

ત.

તકરાર.
તપાસ.
તંબુરો.
તંબોલી.
તમા.
તમામ.
તમારૂં.
તમાલ.
તમારો.
તરંગ.
તગમ.
તલાઈ.
તાજણું.
તાપણી.
તાપી.
તારણ.
તાવડી.
તેનાત.
તોરો.
ત્રાજવું.

થ.

થાપણ.
થાવર.
થોકડી.

દ.

દંપતી.
દમડી.
દમણ.
દમન.
દરદ.
દરજી.
દલાલ.
દલીલ.
દવા.
દાતાર.
દાદર.
દાનાઈ.
દામણ.
દિવાન.
દિવાની.
દિવાલ.
દિવાલી.
દિવાસળી.
દિવામો.
દિવેલ.
દીકરી,રો.
દુકાન.
દેરાણી.
દેવડી.
દેવળ.
દેશાઈ.
દોલત.

ધ.

ધજા.
ધમણ.
ધમામો.
ધરણ,ણી.
ધસાગો.
ધાગો.
ધાબળી.
ધારણ.
ધાવણ.
ધીરજ.
ધુંવાડો.
ધોરણ.

ન.

નકલ.
નખરાં.
નજર.
નદી.
નમન.
નરેણી.

| | | | |
|---|---|---|---|
| નગેરા. | પવાડો. | પાંસળી. | પ્રાચીન. |
| નવડો. | પાંખડી. | પાસો. | પ્રેરણ. |
| નવરસા. | પાંગળુ. | પિંગળ. | |
| નવાઈ. | પાઘડી. | પિપળો. | |
| નવાણુ. | પાછળ. | પુતળી,ળું. | **ફ.** |
| નવેણુ. | પાટલી,લો. | પુરણ. | |
| નાદાન. | પાતક. | પુરણી. | ફકર. |
| નારાક. | પાતર. | પુરાણ. | ફકીર. |
| નીકળવું. | પાતળ,ળું. | પંજર. | ફનસ. |
| નીકાલ. | પાતાળ. | પેરાવાઈ. | ફરંગી. |
| નોકર,રી. | પાદર. | પોકળ. | ફરજ. |
| | પાપડ. | પોગળ. | ફરદ. |
| **પ.** | પાંપણ. | પોટળી. | ફરમો. |
| | પામરી. | પોદળો. | ફરસી. |
| પગાર. | પારસ. | પોપટ. | ફરાળ. |
| પચાસ. | પારો. | પોલાણ. | ફરો. |
| પંદર. | પાલખી. | પ્રતાપ. | ફલાણી,ણું. |
| પધારવું. | પાવડી,ડો. | પ્રમાણ. | ફાંકડી. |
| પરજ. | પાવન. | પ્રયાગ. | ફાગણ. |
| પરમો. | પાવલી. | પ્રવીણ. | ફિસાદ. |
| પરવા. | પાસંગ. | પ્રવેશ. | ફુંકણી. |
| પરાળ. | પાંરાક. | પ્રસંગ. | ફેલાવ. |
| પલાણ. | પાંસરૂં. | પ્રસાદ. | ફોકટ. |

| | | | |
|---|---|---|---|
| **બ.** | બાવન. | ભારત,તી. | મરણ. |
| | બાવળ. | ભિખારી. | મરાળ. |
| બકરી. | બિલાડી. | ભિતર. | મલાઈ. |
| બકુળ. | બુરજ. | ભુલવણ. | મલીન. |
| બખર. | બોજો. | ભુવન. | મશાલ. |
| બખેડો. | બોતેર. | ભેખડ. | મસાલો. |
| બખોલ. | બોરડી. | ભોજન. | માગણ. |
| બગલ. | | ભોજાઈ. | માજમ. |
| બચાવવું. | **ભ.** | | માતંગ. |
| બજાર. | | **મ.** | માનવી,વું. |
| બંદર,રી. | ભગત. | | માપણી. |
| બદામ. | ભજન. | મકર. | મારગ. |
| બંધન. | ભડકો. | મકાન. | માવડી. |
| બંધાણી. | ભમરી. | મંકોડી. | માસીગો. |
| બંધારણ. | ભરણ,ણી. | મગજ. | મીરાત. |
| બનાત. | ભરત,તી. | મગદૂર. | મુકામ. |
| બનાવ. | ભરમ. | મંગળ. | મુંઆરો. |
| બપોર. | ભરાવ. | મંજન. | મુનીમ. |
| બરણી. | ભવન. | મજલ. | મુરલી. |
| બાજરી. | ભવાઈ. | મજલસ. | મુરારો. |
| બાતલ. | ભવાની. | મજા. | મુસાળી. |
| બાંધણી. | ભાખરી. | મકાર. | મેદાન. |
| બાંધો. | ભારજા. | મમતા,તી. | મેરાબ. |

| | | | |
|---|---|---|---|
| મોકાણ. | લવાદ. | વાગોળ. | સંતાન. |
| મોચણ. | લશણ. | વાચાળ. | સતાર. |
| મોવાળો. | લાચાર. | વાજા. | સદર. |
| મોસાળ. | લાવણી. | વાડકી. | સંદેહ. |
| | | વાંદરી, રો. | સપાટો. |
| ર. | વ. | વામન. | સરમ. |
| | વકરો. | વારણ. | સરાણ. |
| રકમ. | વખત. | વિચાર. | સવાલ. |
| રજા. | વખાણ. | વેતર. | સંસાર. |
| રજાઈ. | વજન. | વેપાર. | સંહાર. |
| રબારી. | વતન. | વેરાગ. | સાકર. |
| રાગણી. | વધાવવું. | શ. | સાદરી. |
| રાવણ. | વધાવવું. | | સાધન. |
| રોટલી. | વધાવો. | શરદી. | સાંભળવું. |
| લ. | વરસી. | શરાબ. | સાગગ. |
| | વરાડ. | શાખો. | સીગા. |
| લગામ. | વરાળ. | શાદી. | સુતક. |
| લગાર. | વરાહ. | શાસન. | સુતાર. |
| લંગોટો. | વરો. | સ. | સુમાર. |
| લટકવું. | વસંત. | | સોજો. |
| લડાઈ. | વસાણું. | સકળ. | સ્થાપન. |
| લંપટ. | વડિક. | સજવું. | સ્મરણ. |

હ.    હથેલી.
હરણ.
હજામ.    હાજર.
હજાર.

આનો ઊપયોગ નીચેનાં છંદથી જાણવો.

છપ્પય.

ધરમી એ,વા ખાઓ. પ,લંગ પર અ,બલા પેખો;
ધરો પા,ઘડી શીશ, રૂ,પૈયા હાથે લેખો;
રહો મ,હોલ હજૂર, ભાગ્યમાં ભલિ ઠ,કરાઈ;
ઉરમાં રહો ગિ,રીશ ભ,વાની દિયો કમાઈ;
શું,ખડ કે,ગર તનપર ચડો, વા,રણ આગણમા ફગે;
પ્રથમાક્ષર વર્જિત પાપિને, હીરો કે નિત પ્રતિ ઠગે. ૧.

આ છંદમાં ધરમીને આશિર્વાદ તથા પાપીને શાપ આપવામા આવ્યો છે; તેમાં જે શબ્દો ધરમીને વાસ્તે મુખ્ય વાપરવામાં આવ્યા છે; તે શબ્દોનો પેહેલો અક્ષર કાઢી નાખતાં બીજો શબ્દ થાય તે પાપીને કેહેવામાં આવ્યો છે.

ધરમી મેવા ખાઓ ને પાપી મે રહિત વા ખાઓ. ધરમી પલંગ ઉપર અબળા એટલે સ્ત્રી પેખો ને પાપી અ રહિત બલા પેખો. ધરમી માથે પાઘડી ધરો ને

પાપી ઘા રહિત ઘડી એટલે ન્હાનો માટીનો ઘડો ધરો. ધરમી હાથથી રૂપૈયા ગણો, ને પાપી રૂ રહિત પૈયા એટલે પપડાં ફેરવો. ધરમીની હજુરમાં મહોલ રહો, ને પાપીની હજુરમાં મ રહિત હોળ એટલે હળ રહો. ધરમીના ભાગ્યમાં ઠકરાઈ રહો, ને પાપીના ભાગ્યમાં ઠ રહિત કરાઈ એટલે મ્હોટી કોરા રહો. ધરમીના દિલમાં ગિરીશ એટલે મહાદેવ રહો ને પાપીના દિલમાં ગિ રહિત રીશ રહો. ધરમીના શરીરપર શુંખડ અને કેસર રહડો ને પાપીના શરીરપર શું અને કે રહિત ખડ એટલે ઘાસની ભારીયો ને સર એટલે તીર રહડો. ધરમીના આંગણામાં વારણ એટલે હાથી ફરો ને પાપીના આંગણામાં વા રહિત રણ એટલે કરજદાર અથવા લડાઈ જુદ્ધ મરચાં રહો.

એજ પ્રમાણે દ્વિતીય વર્ણચ્યુત, તૃતીય વર્ણચ્યુત તથા ચતુર્થ વર્ણચ્યુત દ્વિરૂપ કોરાનો ઉપયોગ સમજવો.



દિવાન.
દિવાલ.
દિવેલ.
દેખાવ.
દોલત.

## ધ.

ધમણ.
ધમાસો.
ધરણ,ણી.
ધસારો.
ધાગો.
ધારણા.
ધોરણ.

## ન.

નકટી.
નકલ.
નખરા.
નગદ,દી.
નગર,રી.
નગારૂં.
નજર.
નદી.
નવાઈ.
નાગરી.
નાજુક.
નારદ.
નાશક.
નોકર.

## પ.

પગાર.
પડદો.
પનોતી.
પલાણ.
પાઘડી.
પાચક.
પાચન.
પાછળ.
પાટલી,લો.
પાટો.
પાઠ,ઠી,ઠું.
પાડ,ડો.
પાણ,ણી,ણો.
પાતક.
પાતર.
પાતળ,ળું.
પાતાળ.
પાદર.
પાપડ.
પામર.
પારસ.
પારો.
પાલખી.
પાવક.
પાવડી,ડો.
પાવન.
પાવલી.
પાસો.
પિપળો.
પુતળી.
પુરણી.
પોકળ.
પોકાર.
પોગળ.
પોટળી.
પોદળો.

## ફ.

ફરાળ.

## બ.

બકુળ.
બખર.
બગલ.
બજાર.
બપોર.
બરદ.
બાજરી.
બાંધો.
બાયડી.
બારીકી.
બાવળ.
બોજો.
બોબડું.
બોરડી.

## ભ.

ભડવાઈ.
ભમરી.
ભરણ, ણી.

આઠમો—

# તૃતીયં વર્ણચ્યુત દ્વિરૂપ કોશ.

એટલે

## એક શબ્દનો ત્રીજો અક્ષર કાહાડી નાખતાં બીજો શબ્દ નીકળે તેવા શબ્દોનો ભંડાર.

જેમકે 'અકુશળ' એ શબ્દમાંથી ત્રીજો 'શ' એ અક્ષર કાહાડી નાખતાં બાકી 'અકુળ' એ શબ્દ રેહે છે.

| અ. | આ. | | ક. |
|---|---|---|---|
| અકુશળ. | | આવળ. | |
| અધર. | આંકણી. | આરાક. | કચરો. |
| અજગર. | આકરો. | આરામી. | કદમ. |
| અજબ. | આગરા. | ઈ. | કદર. |
| અજમો. | આજમ. | ઈજાર. | કરાર. |
| અથવા. | આબાર. | | કસબ. |
| અનાદર. | આરસ. | ઉ. | કસર. |
| અવતાર. | આળસ. | | કળસ. |
| અવસર. | આવક. | ઉગરવું. | કાકડી. |
| અંતર. | આવરો. | ઉપકાર. | કાંકરો. |

જામવું.
જામીન.
જોગણી.

ટ.

ટેકરી.

ત.

તમાકૂ.
તરસ.
તલબ.

દ.

દમડી.
દમણ.
દમન.
દરદ.
દરદી.
દાદર.
દાદરો.

દામણ.
દારણ.
દાજમ.
દિવાન.
દિવાની.
દિવાસ.
દિવાસી.
દિવાસળી.
દિવસ.
દેવડી.
દેવદાર.
દેવળ.

ધ.

ધરણી.
ધારણ.
ધાવણ.
ધીરજ.

ન.

નખરાં.
નગદી.

નગર.
નંદન.
નમન.
નરક.
નરમાસ.
નવડો.
નવરૂં.
નવાઈ.
નવાણ.
નવાબ.
નાગર, રી.
નાતરૂં.
નારાક.
નોકર.
નોરતું.

પ.

પદર.
પદવી.
પનોતી.
પરજ.
પરખ.
પરમ.

પરીખ.
પરીધ.
પરીક્ષા.
પાંખડી.
પાયક.
પાચન.
પારડી, સ્રી.
પાદર.
પાપડ.
પાગરણું.
પારધી.
પારસ.
પુરણ,ણી.
પુરવણી.
પેશવા.
પોકળ.

ફ.

ફોકટ.

બ.

બગલ.
બગીચો.

આનો ઉપયોગ નીચેનાં છંદથી જાણવો.

દોહા.

આંખનિ આગળ જે વસે, તે અંત્યાક્ષર હીન;
નૈ કરશો પરજા સદા, એજ ધર્મનું ચિન્હ. ૧.

અર્થ—આંખની આગળ જે વસે છે, તે શબ્દનો છેલો અક્ષર કાહાડી નાખતાં જે રહે, તે પરજા એટલે રૈયત કદી કરશો નહીં; એજ ધર્મની નિશાની છે. હવે આંખની આગળ પાપણુ રેહે છે, તેમાંથી ણુ એ છેલો અક્ષર દૂર કરતાં પાપ શબ્દ રેહે છે, તે કોઈએ કરવું નહીં એવું સમરયાથી દરશાવવામાં આવ્યું છે.

નવમો—

# ચતુર્થ વર્ણચ્યુત દ્વિરૂપ કોશ.

એટલે

## એક શબ્દનો ચોથો અક્ષર કાહાડી નાખતાં બીજો શબ્દ નીકળે તેવા શબ્દોનો ભંડાર.

જેમ કે 'અચરત' એ શબ્દમાંથી ચોથો 'ત' અક્ષર કાહાડી નાખતાં બાકી અચર શબ્દ રેહે છે.

**અ.**

અચરત.
અજમાસ.
અટકણ.
અટકળ.
અધરમ.

**ઊ.**

ઉજમણું.

**ક.**

કમરખ.
કરતળ.
કસરત.
કરમજ.

**ગ.**

ગરજના.
ગરમર.

**ત.**

તરવાર.

**પ.**

પરજન્ય.
પરવાર.
પરવાસ.
પરવાહ.
પારસણ.

**પુરવણી.**

**ભ.**

ભંડારણ.

**વ.**

વધારણી.

**સ.**

સરસવ.

આ કોશનો ઊપયોગ આદિવર્ણચ્યુત દ્વિરૂપ કોશથી જાણવો.



દસમો—

# બિંદુચ્યુત દ્વિરૂપ કોશ.

એટલે

## શબ્દ ઊપરનો એક અનુસ્વાર કાઢી નાખતાં બીજો શબ્દ ઊત્પન્ન થાય તેવા શબ્દોનો ભંડાર.

જેમકે અંગ એ શબ્દ ઉપરથી અનુસ્વાર કાઢી નાખતાં અગ શબ્દ થયો તેમ.

**અ.**

અંગ
અંગાર.
અંતર.

**આ.**

આંઈ
આંક.
આંકડો.
આંગ.
આંગળ.
આંઠી,ઠો.
આ,શંપી

**ઉ.**

ઉંડુ
ઉંદર

**ક.**

કંધ.
કંટક.
કંઠ,ઠી.
કંડિપો.
કંડુ
કંથા.
કંદ
કંદર.
કંપી
કરંજ
કરંડિપો.
કલંક.
કંસ.
કાંક
કાંગ.
કાંછ.
કાંટો
કાંડ.
કાંપ.
કુંજ
કુંડ
કુંડાળું
કુંડું
કુંદી.

**ખ.**

ખેંડ.

ખંત.
ખાં.
ખાંડી,ડો.
ખાંત.
ખાંસી
ખુંટી
ખૂંટ

**ગ.**

ગંડ.
ગંગા.
ગંજ
ગાંઠ.
ગાંડી.
ગુંદ.

**ઘ.**

ઘંટા,ટી
ઘાંટ.

**ચ.**

ચંડી.
ચિંતા.
ચિંતામણિ.
ચુંક.

**છ.**

છંડાવું

**જ.**

જંગ.
જંપ.
જયંતી
જાંગ

**ઝ.**

ઝુંડો.

**ડ.**

ડાંગ.

**ઢ.**

ઢંગ.

**ત.**

તાંમ.
તુરંગ
તેંજ

**થ.**

થંડ,ડી.

**દ.**

દંગા
દંડ,ડી,ડો.
દંશ.
દાંડો
દાંત.

**ન.**

નંદ,દી.
નાંગર
નાંદ

**પ.**

પંડ
પાંગળો
પાંચ.
પાંચક.
પાંત.
પૂંછ.

**ફ.**

ફાંફડો.
ફાંટ,ટો.

**બ.**

બંગડી.
બંગલો.
બંદ
બાંગ.
બાંડી.
બાંધ.
બાંધા.

**ભ.**

ભંગ.
ભંગણ.
ભાંગ
ભાંડ
ભાંડી
ભાંત

**મ.**
મંજૂર.
મંદ.
માંજી.
માંદા.
માં
માંસ.

**ય**
યંત્ર

**ર.**
રંગ.
રંજ.
રંડી.
રાંગ.
રાંડ.
રાંડિયો.

**લ.**
લંગડી.
લંડ, ડી.
લંબ.
લાંગ.
લાંડી, ડો.

**વ.**
વંડી.
વંશ.
વંથી.
વાંટ.
વાંઢી, ઢો.
વાંદો.
વાંધો.
વાંસ.
વાંસો.
વિંધી.
વીંચી.

**સ.**
સંગી.
સંતાપ.
સંદેહ.
સંસાર.
સાંભી.
સાંચ.
સાંજ.
સાંધો.

**હ.**
હાંડિયો.
હાંડો.

આ કોશનો ઉપયોગ નીચેના છંદથી જાણવો.

સ્રગ્ધરા છંદ.

મીઠારીંસ્વેત રંગે ઝિણિઝિણિ કણિયે આપથી આંડરોબે;
બાળી દે દેહને તાપથિ તરત ચિંતા તે કદીપે ન ચોબે;
મેવે દૂધે સુગંધે મિસરિ મિસરિને ભાંગ્યની લ્હેરબારે;
બોલાવી જવાપ દે નૈ ગડગડ કરતી ગાંઠિ નૈ વાત ધારે. ૧

અર્થ—આ બિંદુચ્યુત એટલે બિંદુ વિનાના શબ્દછે ને અર્થ થાય છેં, ને તે ઉપર એક બિંદુ ચડાવીયે તો બીજો અર્થ થાય; એ રીતે એના અર્થ નોખા છેઃ— તે એક તો મીઠો સ્વાદ, સપેત રંગ, નેં ઝીણી લ્હેરવાળું પાણી તેથી ખાડ જે તળાવ તે શોભે છે. બીજો અર્થ ખાડ ઉપર મીંડું ચડાવિયેં એટલે ખાંડ થાય તે પણ મીઠે સ્વાદે સપેત રંગે નેં ઝીણી કણિયેં કરિનેં શોભેછેં. ચિતા જે ચે તે તાપથી તરત દેહનેં બાળી દે છે તેમાં કોપદી વાર લગાડતી નથી. બીજો અર્થ ચિતા ઉપર ૧ મીંડુ ચડાવિયે એટલેં ચિંતા શબ્દ થાય છે તે પણ તરતજ દેહનેં બાળે છે નેં કોપ દી થોભતી નથી. મેવા દુધ સુગંધ શાકર નાખિયે ભાગ્યની લ્હેર બારે જણાય છે. બીજો અર્થ ભા ઉપર ૧ મીંડુ મુકિયેં એટલેં ભાંગ્ય કહેવાય તેમાં પણ મેવો દુધ સુગંધ સાકર નાખીનેં પીયેં તો તેની લ્હેર ઘણિ મજાની આવે. બોલાવી જવાપ દે નહી એવી નેં ગડબડ કરતી ગાડી આપણી વાત કાંઈ ધારે નહી. બીજો અર્થ ગા ઉપર મિંડુ ચડાવીયે એટલેં ગાંડી શબ્દ થાય તે ગાંડી સ્ત્રી પણ બોલાવિયેં તો જવાપદે નહી નેં બકતી હોય તે આપણી વાત શું ધારે?

—•—

અગીયારમો—

# ગતાગતેકરૂપ કોશ.

એટલે

## ડાબી અને જમણી બે બાજુથી વાંચતાં એકજ શબ્દનો ઊચ્ચાર થાય, એવા શબ્દોનો ભંડાર.

(જેમકે 'કઈક' એ શબ્દ બે તરફથી વાંચીયે તો એકજ ઉચ્ચાર થાય છે.)

### ક.

કઈક, (ત્રિ.) ઘણાક, કેટલાક.
કટુક, (સં.) કડવું.
કટક, (ન.) લશ્કર. ૨ (સં.) હાથમાં પેરવાનું નકર કડું
કંટક, (પુ.) કાંટો.
કડક, (ત્રિ.) જુવો અનેકાર્થ કોશ.
કડાક, (અ.) એવો અવાજ.
કણક, (સ્ત્રી.) પલાળેલો લોટ.
કણીક, (સ્ત્રી.) અનાજના ઝીણા કડકા. ૨. જરાક.
કતક, (સ્ત્રી.) પાણી ઉપર નાખ્યાથી તેનો મેલ લઈને પોતે ગળી જનારી રેતી.

કથક, (ત્રિ.) કેહેનાર, કથા કરનાર.
કદીક, (અ.) કદાપિ.
કંદુક, (સં. પુ.) દડો.
કધ્રોક, (ત્રિ.) અડોળ.
કનક, (ન.) સોનું.
કંબુક, (સં. પુ.) શંખ.
કરૂક, (સ્રી.) રાશીનું નામ.
કલ્ક, (પુ.) ભુકો.
કલંક, (ન.) લાંછન, ડાઘ.
કલાક, (પુ. ઇં.) ૨॥ ઘડી.
કશાક, (અ.) કાંઇક. ૨ (ન.) નકારે શાક.
કશીક, (અ.) કાંઇક.
કશોક, (અ.) કાંઇક.
કાકા, (પુ.) જુવો અનેકાર્થ કોશ.
કાંચકાં, (ન.) એક જાતનાં કડવાં ફળ.
કામુકા, (સ્રી.) સ્ત્રી.
કારિકા, (સ્રી.) શ્લોક.
કાલિકા, (સ્રી.) દેવી.
કાશિકા, (સ્રી.) કાશી.
કીકી, (સ્રી.) જુવો અનેકાર્થ કોશ.
કુંકુ, (ન.) કંકુ.
કુકુ, (અ.) ઝાઝો શુંગાર, શોર.
કે કે, (ધા.) આસાવાચક ઉતાવળથી બોલતાં.

કેમકે, (અ.) શા માટે જે.
કોકો, (ધા.) જુવો કેકે.

## ખ.

ખાખા, (ધા.) આજ્ઞાવાચક ઉતાવળથી બોલતાં.
ખાંખુખાં, (અ.) નિશ્ચે.
ખીખી, (અ.) હસવાનો અવાજ.
ખોંખોં, (અ.) ઉધરસનો અવાજ.

## ગ.

ગરૂગ, (સં. પુ.) એક ઋષીનું નામ.
ગરાગ, (ત્રિ.) માલ લેનાર.
ગીગી, (સ્ત્રી.) નાહાની છોકરી.

## ઘ.

ઘોઘો, (પુ.) સાપ. ૨ મૂર્ખ. ૩ ગામનું નામ.

## ચ.

ચરચ, (ધા.) પૂજા કરવી. ૨ (સં. ન.) દવળ.
ચીચી, (સ્ત્રી.) નાહાની છોકરી.
ચુંચું, (અ.) ઉંદરનું બોલવું.

## છ.

છીછી, (અ.) નઠારૂં.
છેછે, (ધા.) અવશ્યતા બતાવતાં બોલાય છે. [પદાર્થ.
છોછો, (અ.) છછ. ૨ હલકો આદમી અને હલકો

## જ.

જડજ, (ઇં. પુ.) ઈન્સાફ કરનાર.
જાણુજ. (દ્વિ.) ફકત.
જપજ, (ધા.) જપવા વિષે આજ્ઞાવાચક.
જમજ, જમવા વિષે આજ્ઞાવાચક.
જરાજ, (અ.) થોડુંકજ. ૨ ઘરડાપણુંજ.
જળજ, (ન.) કમળ. ૨ મોતી.
જાજા, (ધા.) જવાની અવશ્યતા બતાવતાં.
જયાંજયાં, (અ.) જે જે ઠેકાણે.
જીજી, (સ્ત્રી.) મા.
જેજે (અ.) જુવો (અનેકાર્થ કોશ).
જોખજો, (ક્રિ.) તોળજો (આજ્ઞાવાચક).
જોજો, (ક્રિ) જોવું (આજ્ઞાવાચક).
જોડજો, (ક્રિ.) એકઠું કરજો (આજ્ઞાવાચક).

## ઝ.

ઝાઝા, (ત્રિ.) ઘણા.

## ટ.

ટોટો, (પુ.) ખોટો, ગેરફાયદો.

## ઠ.

ઠુંઠું, (ન.) હાથ પગવિનાનું.
ઠોઠો, (પુ.) અટકાવ આટકાવ. ૨ આપો.

## ડ.

ડાંડા, (પુ.) છત્રી વગેરેના હાથા, લાકડાના ડંડા.
ડુંડું, (ન.) દાણાનું ઉગેલું ડાળખું.
ડોડો, (પુ.) અસ ભાગ, મકાઈ ડોડો.

## ત.

તખ્ત, (પુ.) ગાદી આસન (રાજાનું)
તજત, (ક્રિ) છોડવું.
તડિત, (સં સ્ત્રી.) વીજળી.
તનાત, (સ્ત્રી.) આફતી, દખણી. (તિનાત)
તપત, (સ્ત્રી.) તાપ.
તરત, (અ.) ઉતાવળે.
તરત, (ક્રિ) નદી વગેરેમાં તરત.
ત્યાંત્યાં, (અ.) તે તે ઠેકાણે.
તુ તુ. (અ.) કુતરાને બોલાવવાનો શબ્દ.
તું તું. (વિ.) દ્વિતીય પુરૂષને હલકી રીતે બોલાવતી વખત.

## થ.

થાંથા, (પુ.) ધીમાં.
થૂ થૂ, (અ.) તિરસ્કારનું બોલવું. ૨ થુંકવું તે.

## દ.

દરદ, (ન.) આજાર.
દશાંદ, (સ્ત્રી.) દશમો ભાગ.
દાદા, (પુ.) બાપના બાપ.
દુદુ, (ન.) દૂધ (બાળક)

## ધ.

ધુંધુ, (અ.) ચીડમાં બોલવું.
ધો ધો, (ધા.) ધોવાની આવશ્યતા દેખાડનાર શબ્દ.

## ન.

નગન, (ત્રિ) નાગું.
નંદનંદન, (સં. પુ.) શ્રીકૃષ્ણ.
નમન, (સં. ન.) નમવું તે.
નયન, (સં. સ્ત્રી.) આંખ.
નર્ત્તન, (સં. ન.) નાચ.
નલિન, (સં. ન.) કમળ.

નવિન, (સં. ત્રિ.) નવું.
નશીન, (ફા. ત્રિ.) નાશ પામેલું.
નાકના, (ન.) નાક શબ્દ ષષ્ટિ વિભક્તિ.
નાગના, (પુ.) નાગ શબ્દ ષષ્ટિ વિભક્તિ.
નાચના, (પુ.) નાચ શબ્દ ષષ્ટિ વિભક્તિ.
નાના, (પુ.) માનો બાપ બહુવચને. ૨ (ત્રિ.) ન્હાનું. ૨ (સં. અ.) ઘણા પ્રકાર વિષે.
નામના, (સ્ત્રી.) નામદારી. ૨ (ન.) નામ શબ્દ ષષ્ટી વિભક્તિ.
નારીના, (સ્ત્રી.) નારી શબ્દ ષષ્ટી વિભક્તિ.
નાવના, (ન.) નાવ શબ્દ ષષ્ટી વિભક્તિ.
નીશાની, (સ્ત્રી.) ચિન્હ.

## પ.

પડપ, (સ્ત્રી.) શરમ.
પી પી, (ક્રિ.) પીવાની આજ્ઞા વાચક.
પોપો, (અ.) પશુને પાણી પાતી વખત માણસનું બોલવું.

## ફ.

ફાંફાં, (ન.) ગોથાં.
ફૈફૈ, (અ.) લવલવ કરવું તે.

મલમ, (પુ.) ચોપડવાની દવા.
મામા, (પુ.) માના ભાઈ.

## ર.

રકાર, (પુ.) ર અક્ષર.
રબર, (ઇં. ન.) ઝાડનો સુકવેલો રસ.
રૂબરૂ, (અ.) મ્હોડા મ્હોડ પાસોપાસ.
રૂંરૂં, (ન.) રૂંવાડે રૂંવાડે.
રૈરૈ, (ક્રિ.) રૈજા રૈજા.
રોરો, (ક્રિ.) રહો રહો. ૨ રૂદન કર રૂદન કર.

## લ.

લાલા, (પુ.) દીકરો બહુવચને.
લીટાળી, (સ્ત્રી.) લીટીવાળી અથવા લીટવાળી ચીજ.
લીલી, (સ્ત્રી.) લીલા રંગની. ૨ ભીની.

## વ.

વજાવ, (ક્રિ.) વગાડવું.
વટાવ, (પુ.) ફાયદો.
વઢાવ, (ક્રિ.) વાઢવું, કપાવવું.

## સ.

સખસ, (પુ.) આદમી.
સડીસ, (ક્રિ.) સડી જાઇશ.
સમાસ, (પુ.) બંધ બેસવું. ૨.(સં.) વ્યાકરણની ૧ પ્રક્રિયા.
સરસ, (ત્રિ.) ઘણું સારું.
સવાસ, (પુ.) સારો વાસ.
સારસા, (ન.) ૧ ગામનું નામ.
સોળસો, (ત્રિ.) સંખ્યા ૧૬૦૦.

## હ.

હોહો, (અ.) વાર વાર. ૨ (સ્ત્રી.) ગડબડ.

---

આ કોશનો ઊપયોગ નીચેના છંદથી જાણવો.

હરિગીતિ છંદ.

નંદ નંદન કરે નર્त्तન, નલિન નલિન નયન હસે;
કનક કંકણ કટક કંદુક, કંજ કર કરકસ વસે. ૧.

અર્થઃ—નંદનંદન જે શ્રીકૃષ્ણ તે રાસમાં નાચ કરે છે, તે વેળા નવા કમળના જેવી આંખો હસે છે; અને સોનાનાં કંકણ તથા નકોર કડાંનો નાદ થાય છે; અને કઠણ એવા જે દડા તે કમળ જેવા હાથમાં વસે છે!!

ખરચ, (ન.) વરો.
ખરે, (ત્રિ.) સાચે!
ખરા, (ત્રિ.) સાચા.
ખલ, (ત્રિ.) ઠગ (ખળ,).
ખળ ખળ, (અ.) પાણીનો અવાજ.
ખશી, (ક્રિ.) ચળિત થઇ.
ખાુરે, (પુ.) ખારા થકી, ખારથી.
ખીંતી, (સ્ત્રી.) ખુંટી, મેખ.
ખીર, (સ્ત્રી.)દુધનું પકવાન.
ખીલ, (પુ.) શરીરઉપર ખીલાજેવા ઊંચા ફણગા થાયછે તે.
ખીલા, (પુ.) લ્હોડાની મેખો.
ખીશા, (પુ.) ગુંજા.
ખીશો, (પુ.) ગુંજહુ.
ખેપ, (સ્ત્રી.) મુસાફરી, સફર.
ખેર, (સ્ત્રી.) કુશળતા.
ખેલ, (પુ.) રમત.
ખોજો, (પુ.) મુસલમાનની ૧ જાત. ૨ નપુંસક.
ખોતી, (સ્ત્રી.) ખોઇ નાખતી એવી સ્ત્રી વગેરે.
ખોદે, (ક્રિ.) ખોદવું (ખોદે તે પડે.)
ખોબો, (પુ.) બે હાથ ભેળા પોહોળા કરેલા.
ખોરા, (પુ.) ગંધાઈ ગયેલાં દાણા વગેરે.
ખોલ, (જુવો અનેકાર્થકોશ.)
ખોશી, (ક્રિ.) ખોસવું સ્ત્રીલિંગ ભુતકાળ.

## (ગ.)

ગજ, (જુવો અનેકાર્થ કોશ.)
ગજો, (જુવો ગજ બહુવચને.)
ગટ, (પુ.) કોટ, કિલ્લો.
ગદા, (સ્ત્રી.) એક આયુધ.
ગપ, (ન.) અફવા, ખોટી વાત.
ગફા, (સ્ત્રી.) પરવાનું હોતર.
ગમ, (સ્ત્રી.) સુઝણ.
ગયા, (સ્ત્રી.) તીર્થક્ષેત્ર.
ગર, (પુ.) મગર.
ગરમ, (વિ.) ઉનું, તાપવાળું.
ગરવ, (પુ.) અભિમાન.
ગરો, (ક્રિ.) ગરવું, પેસવું.
ગલું, (ન.) ડોક.
ગાજ, (પુ.) રેશમી કાપડ.
ગીતા, (સ્ત્રી.) ગાયેલું તે.
ગીરા, (નં. સ્ત્રી.) વાણી.
ગોઠ, (સ્ત્રી.) મીજબાની.
ગોધા, (પુ.) બળધ.
ગોપ, (પુ.) ગાયોનો ચારનાર.
ગોર, (પુ.) (જુવો અનેકાર્થ કોશ.)
ગોરા, (પુ. બ.) સફેદ.

ગોરો, (પુ.) સફેદ.
ગોલા, (પુ.) હિંદુની એક જાત.
ગોસ, (ન.) માંસ. ૨ (પુ.) દરિયાની મુસાફરી.

## ઘ.

ઘઉ, (પુ.) એક જાતનું અનાજ.
ઘડા, (પુ.) ઘડો બહુવચને.
ઘોડા, (પુ.) ઘોડો બહુ વચને.
ઘોબો, (પુ.) ધાતુના વાસણમાં પડેલો ખાડો.
ઘોલાં, (ન. બ.) એક જાતનાં ફળ.

## ચ.

ચક, (અ.) (જુવો અનેકાર્થ કોશ.)
ચકી, (સ્ત્રી.) ઘંટી. ૨ એક જાતની પંખણી.
ચકુ, (ન.) છરી.
ચકો, (પુ.) ચકલો.
ચરક, (ન.) પક્ષીનું નરક.
ચરખ, (પુ.) ચરખો.
ચાકુ, (ન.) છરી.
ચાટો, (ક્રિ.) ચાટવું.
ચાંપો, (ક્રિ.) ચાંપવું.

## જ.

જગ, (ન.) દુનિયાં.
જગા, (સ્ત્રી.) સ્થાનક.
જત, (અ.) જે.
જતા, (ક્રિ.) જાવું.
જતી, (પુ.) શ્રાવકનો ગોર, ધર્માધ્યક્ષ.
જપું, (ક્રિ.) જપવું.
જમાન, (પુ.) જોળાધર.
જમું, (ક્રિ.) જમવું.
જમે, (સ્ત્રી.) જમાત, ભેળું થવું તે.
જમો, (ક્રિ.) જમવું.
જર, (ન.) દોલત.
જરા, (જુવો અનેકાર્થ કોરા.)
જવ, (પુ.) એક જાતનું અનાજ.
જસ, (પુ.) કીર્ત્તિ.
જસે, (ક્રિ.) જાવું.
જાઈ, (સ્ત્રી.) ફુલની એક જાત.
જાત, (જુવો અનેકાર્થ કોરા.)
જામ, (જુવો અનેકાર્થ કોરા.)
જાંમો, (જુવો અનેકાર્થ કોરા.)
જાર, (જુવો અનેકાર્થ કોરા.)
જારે, (અ.) જે વખતે.

ટપા, (પુ. બ.) ગાવાનો પ્રકાર.
ટળ, (ક્રિ.) ટળવું. જવું.
ટળી, (ક્રિ. ભૂ. સ્ત્રી.) ટળવું. જવું.
ટળો, (ક્રિ.) ટળવું. જવું.
ટીકી, (સ્ત્રી.) ઉપાય.
ટીકા, (સ્ત્રી.) અર્થ.
ટીકો, (પુ.) વિચાર. ૨ ચાંડલો.
ટીચા, (પુ. બ.) ટોચા બહુવચને.
ટીચો, (ક્રિ.) ટીચવું.
ટીપ, (સ્ત્રી.) ઈવારી, ખરડો.
ટીલાત, (પુ.) રાજ ગાદીનો અધિકારી.
ટીલું, (ન.) કપાળમાં નિશાન કરે છે તે.
ટુંટી, (સ્ત્રી.) લાંબી નહી તે.
ટોચા, (પુ.) ઘા, ન્હાના છરકા.
ટોપ, (જુવો અનેકાર્થ કોરા.)
ટોપા, (પુ. બ.) માથાની કાન ઢાંકતી ટોપી.
ટોપી, (સ્ત્રી.) માથાનું રક્ષણ કરવા પ્હેરવાની ચીજ.
ટોળું, (ન.) જથો.

## ઠ.

ઠગો, (પુ.) ઠગ બહુ વચને.
ઠાંઠું, (ન.) ગાડીનો પાછલો ભાગ.

ડોલ, (સ્ત્રી.) લોઢાની બોખ.
ડોલો, (પુ.) તાબુત.

## ઢ.

ઢગ, (પુ.) ઢગલો.
ઢાળો, (પુ.) સીસું કલઈ વગેરેને આકારમાં બીબાં વડે લાવે છે તે.
ઢીકા, (પુ. બ.) હાથથી મારવું તે.
ઢીકો, (પુ.) હાથથી મારવું તે.
ઢીમ, (ન.) ગોળમોળ ધાતુનું ચાકું.
ઢીલ, (સ્ત્રી.) વાર.
ઢીલો, (પુ.) પોચો.
ઢેડા, (પુ.) નીચ ધંધો કરનાર લોક.
ઢોલ, (પુ.) નગારૂં.
ઢોલો, (પુ.) બેવકુફ.

## ત.

તક, (સ્ત્રી.) તાકડો.
તર્જ, (પુ.) એક વસાણું.
તજા, (સ્ત્રી.) ચામડી.
તજી, (ક્રિ. સ્ત્રી. ભૂ.) તજવું.
તથા, (અ.) શબ્દ વાક્ય સંબંધકારી શબ્દ.

તીખી, (સ્ત્રી.) તીખા સ્વભાવ, સ્વાદની.
તીખો, (પુ.) તીખું.
તીજ, (સ્ત્રી.) એક તિથિ.
તીની, (સ્ત્રી.) છિદ્ર, ન્હાનો વે.
તીર, (જુવો અનેકાર્થકોશ.)
તીરે, (તૃ.) જુવો અનેકાર્થકોશ (તીર.)
તીસ, (ત્રિ.) સંખ્યા (૩૦.)
તોરા, (પુ.) બહુવચને જુવો (તોરો.)
તોરો, (પુ.) ગજરો ફૂલ વગેરેનો.
તોલા, (પુ.) તોલો શબ્દ બહુવચને.

## થ.

થર, (પુ.) પડ.
થાક, (પુ.) ઘણું કામ કરવાથી ઉપજતો શરીરમાં તોરો.
થાત, (ક્રિ.) થઈ સકત.
થીર, (ત્રિ.) અચળ.
થેક, (સ્ત્રી.) પૃથ્વીમાંથી નિકળતા ધાણા જેવા દાણા.
થોક, (પુ.) સમૂહ.
થોર, (પુ.) એક ઝાડ.

## દ.

દઈ, (ક્રિ.) આપીને.
દયા, (સ્ત્રી.) મેર.

